# લેખન વિદ્યા.

પાંચમા તથા છઠ્ઠા ધોરણના વિદ્યાર્થીઓ અને

તરૂણ શિક્ષકોના ઉપયોગને સારૂ.

પ્રકટ કરનાર

માધવજી તુળશીરામ.

અને

કાળીદાસ દેવચંદ.

અમદાવાદ

આર્યોદય પ્રેસ.



કીંમત ૫ આના.

# પ્રસ્તાવના.

િવદ્યા એટલે લખવાની વિદ્યા. આ વિષય એટલો બધો જરૂરનો જેના વિના કોઇ પણ માણસને ઘડી પણ ચાલી શકતું નથી. કોઈ પણ માણસ નહીં નીકળે કે, જેને પોતાની જીદંગીના પણ ભાગમાં આ વિષયની જરૂર પડી નજ હોય. જયાં સુધી માં છે, જયાં સુધી વ્યવહાર છે, ત્યાં સુધી તો આ વિષય અવ- રૂરનો છેજ.

લેખન પદ્ધતિ અવશ્ય સુધરવાની જરૂર છે. લેખનથી ભાષા સુધ- , ભાષાથી વ્યવહાર અને વિદ્યા હુન્નર ચડતીમાં આવે છે, અને વિદ્યા ારથી દેશની ઉન્નતિ થાય છે. માટે દેશની સ્થિતિનો મૂળ પાયો ળ લેખન કળા ઉપર આધાર રાખે છે એમ બોલવું અતિશયો- ા નહીં ગણાય. એટલું તો સ્વતઃ સિધ્ધ છે કે, અમુક કાળમાં લોકોની નીતિ રીતી કેવી હતી, લોકો સુખી હતા કે દુઃખી તેઓનુ રાજ્ય બંધારણ, લોકોની વૃત્તિ અને તેમના વિચારો કેવા હતા તે જાણવાને તે કાળનાં લખાએલાં તેમનાં પુસ્તકો કે તેવાજ બીજા લેખો સિવાય બીજું કાંઇજ નથી. લેખન કળાથી તે સર્વ જાણી શકાયછે. દેશની આબાદીનો પાયો ભાષાની પ્રૌઢતાથી, અને ભાષાની પ્રૌઢતા લેખનથીજ થએલી છે. સંસ્કૃત વિદ્યાની ચડતીના વખતમાં આપણો દેશ કેવી સ્થિતિમાં હતો તે સર્વ કોઈની આગળ મશહુર છે. પણ પાશ્ચાતકાળમાં જંગલી રાજાઓના જૂલમથી પોતાનું રક્ષણ કરવાનેજ અસમર્થ થએલા લોકો બચાવના ઉપાય અને ઉદર નીમિત્તનાં સાધનો

સિવાય બીજું કાંઈ પણ કરી શકયા નહીં તેથી "**ध्रुवाणि नश्यन्ति अध्रुवंनष्टमेवच**" એવું થયું જેના પરિણામ પ
પણી આંખ આગળ હાજરજ છે.

લેખન હમેશાં શુદ્ધ, સમજાય તથા વંચાય તેવું. કાનો ?
દોષ વગરનું, જોડણીના નિયમોવાળું અને વ્યાકરણને અનુસરતાં વા
ળું જોઇએ. એજ શુધ્ધ, એજ ખરૂં, એજ ભવિષ્યમાં દેશ કાળ, (
બતાવનારૂં લેખન છે. સંસ્કૃત ભાષાનો લય થતાં અને પ્રાકૃત
ની શરૂઆત થતાં ભાષા તથા લેખનની પદ્ધતિનો એવો તો ખી
થઈ ગયો છે કે તેમાંથી ચોખા ભાગ જુદા પાડવા ઘણા કઠિણ
પડ્યા છે. તેનો ખરો પૂરાવો આપણા વૃદ્ધ વેપારીઓ કે ગામઠી
શાળના અભ્યાસિઓથી આપણને તરત મળે છે. તેઓ લખવા
ઢંગ વગરના તથા કોઈપણ જાતનો નિયમ પાળ્યા વિના સ્વેચ્છાથી
લખનારા છે. નામુ લખનારની એક મશ્કરી છે કે,–ઢંગ ગર ટપ
ચણ પલ બ. લગયતા ગપ ગળ અખ તરન દ. જુઓ આ લેખન
"**स्वयमपिलिखितंस्वयंनवांचयति**" આ કહેવત આવાજ લખ
નારાઓએ ઉત્પન્ન કરી એમ કહીશું તો શું ખોટું છે? ખરેખર એ
લખવુંજ નથી તોપણ એવું લખનારા પણ ગામડીઆઓ કે જેઓ
બિચારા વિદ્યા દેવીના પ્રસાદથી તદન અજાણ્યા છે, તેઓમાં મોટા
પંડિત થઇ ચોપડામાં ભૂત ભડકાંગણા મોટા લીટા કાઢતા "સોળ પંચા
બાશી, બે મેલ્યા છૂટના. બાકી રહ્યા એંશી" આવા હિસાબો ગણી
અજાણ બિચારા ભેડુ ગામડીઆઓનાં ગળાં કરવામાં બાકી રાખતા નથી.

હાલ કેળવણીના પ્રચારથી આ ઘોંટાળો થોડે થોડે દૂર થતો જાય છે. અને થોડાજ વખતમાં સડો દૂર થઇ, વિદ્યાનું શુદ્ધ સત્ય પ્રકાશમાં આવશેજ. કારણ શું. કે દરેક લોક કેળવણીની કદર કરી પોતાનાં બચ્ચાંને કેળવણી આપવા શીખ્યાં છે.

આ પુસ્તકમાં જૂદા જૂદા સાત વિષયો અમે એવી જાતના સમાવેલા છે કે, દરેક માણસનો વ્યવહારનો ઘણો ખરો સબંધ એમાં સમાઇ જાય છે, અને આશા છે કે, પોતાના બાળકોને અને પોતેજ તે વિષયથી અજ્ઞાન હોય તો પોતાને માટે જો દર્પણ આ પુસ્તકનો ઉપયોગ કરશે તો તેમની સામાન્ય લેખનની અજ્ઞાનતા દૂર થઈ પોતાના વ્યવહારમાં અવશ્ય કુશળતા મેળવશે. તથાસ્તુ.

ડાહ્યાભાઈ પ્રભુરામ દવે.

તાલુકા. સ્કુલ. માસ્તર. ઉના.



# ભાગ ૧ લો.

## ચીઠ્ઠીઓ.

એકજ ગામના કે નજીકના માણસને પોતાના વિચાર કે એકાદ હકીકત ટૂંકામાં લખીતવાર જણાવવા—જાણવાની જે રીત તેનું નામ ચીઠ્ઠી.

કાગળનું સંક્ષિપ્ત સ્વરૂપ તે ચીઠ્ઠી છે. દૂરના ભાગના સ્નેહી સંબંધી વગેરે ઉપર જ્યારે કોઇ પણ બાબત વિસ્તારથી જણાવવાની જરૂર પડે છે, ત્યારે કાગળ વિના ચીઠ્ઠીથી પુરતો સાર જણાતો—જણાવાતો નથી. પણ એકજ ગામમાં કે નજીકમાંજ રહેનારા કે જેઓની સાથે ઘણી વખત સમાગમ થવાનો સંભવ છે, અને થાય છે, તેવાઓને સહેજ એકાદ બાબત ઉપર ટૂંકામાં જણાવવું-જાણવું હોય છે, ત્યારે તેવે વખતે ચીઠ્ઠી લખવામાં આવે છે.

આ સુધરેલી દુનિઆમાં ઉત્તરોત્તર ચડતી ઉતરતી પંક્તિનાં માણસો રહે છે. તેઓનું પરસ્પરનું વર્તન પણ સ્થિતિને અનુસરતુંજ થાય છે. સાધારણ માણસો પોતાથી ચડતી પંક્તિનાં માણસોને માન આપતાંજ આવ્યાં છે, અને તેમ થાય તેજ વ્યાજબી મનાયું છે. જેથી સમાન અને અસમાન (જ્યેષ્ઠ અને કનિષ્ઠ) દરજાવાળાનાં વર્તન પોત પોતાના સંબંધ પરત્વે ઘણાં ભિન્ન જોવામાં આવે છે. જેથી દરેકને એકજ સાવરણે વાળી કાઢવા એ ગેરવ્યાજબી હોવાથી ઉપરની ચીઠ્ઠીઓ તથા કાગળના પ્રકરણમાં ખાસ તેવો તફાવત જણાવી દરજ્જાને શોભતો વિવેક—રીતિ બતાવવા બનતાં સૂધી પ્રયત્ન કરેલો

છે. વળી તેમ કરવાની જરૂર હોવાથી જૂદા જૂદા ઘણા પ્રકાર અત્રે બતાવ્યા છે. તે નિરર્થક તો નહીંજ ગણાય.

## ચીઠ્ઠી ૧ લી. મોટા ભાઇ ઉપર લખવાની રીત.

જ્યેષ્ટ બંધુ, કે વડીલભાઇ ફલાણા ફલાણા
ની પવિત્ર સેવામાં.

આપણા પુજ્ય પિતાશ્રી આજરોજ સવારના દશ વાગતાં લાઠી સ્ટેસને ઉતરવાના છે. જેથી આપ વાહન લઈ વખત ઉપર ત્યાં હાજર થશો. મારૂં કામ હજુ પૂરૂં નહીં થવાથી મારાથી આવી શકાશે નહીં, માટેજ આપને તસ્દી આપી છે. સંવત અગર તારીખ નાંખવી.

આપનો આજ્ઞાંકિત.
ફલાણા ફલાણાના દંડવત પ્રણામ.

## ચીઠ્ઠી ૨ જી. નાના ભાઇ ઉપર લખવાની રીત.

ચીરંજીવી ભાઇ ફલાણા ફલાણા.

હું તુરત આવવને કહી ગયોછું પણ અગત્યના કારણસર હજુ બીજા ચારેક દિવસ મને રોકાવાની જરૂર પડશે. જેથી જણાવવું જોઇએ કે આપણાં માયાળુ માતુશ્રીની તનમનથી પુરતી બરદાસ્ત રાખતાં કોઇપણ રીતે મુંઝાવા દેશો નહીં. સત્પૂત્રોનો એજ ધર્મ છે કે પોતાનાં માબાપની આજ્ઞામાં રહી તેમનો દરેક હુકમ શિર પર ચઢાવવો. સંવત કે તારીખ નાંખવી.

શુભેચ્છક
ફલાણા ફલાણાના આશીશ.

## ચીઠ્ઠી ૩ જી. બાપ ઉપર લખવાની રીત.

પુજ્ય પિતાશ્રી ફલાણા—(બાપનું નામ લખવું)
એમની પવિત્ર સેવામાં.

મારે અહીંથી બારેબાર નીતિવર્ધક સભામાં જવું છે, માટે મારી પાઘડી તથા અંગરખું મોકલાવશો. મારી પેટીની કુંચી આ સાથે મોકલાવી છે. ( વગેરે જે હકીકત લખવી હોય તે લખવી ) સંવત કે તારીખ.

આજ્ઞાંકિત છોરૂ
ફલાણાના શિર સાષ્ટાંગ દંડવત્ પ્રણામ

## ચીઠ્ઠી ૪ થી. ગુરૂજન ઉપર લખવાની રીત.

પરમ પુજ્ય દયાનીધિ ફલાણા—ની સેવામાં.

હું જે અભ્યાસ કરૂં છું તેમાં એકાદ બાબતમાં મારૂં મન જરા શંકાશિળ છે. તો કૃપા કરી ફૂરસદનો વખત જણાવશો કે આપના મુખથી ખુલાસો જાણી કૃતાર્થ થાઉં સંવત—

આધિન સેવક
ફલાણાના સાષ્ટાંગ પ્રણામ.

## ચીઠ્ઠી ૫ મી. રાજા ઉપર લખવાની રીત.

નામદાર, અખંડ પ્રૌઢ પ્રતાપ ગરીબપરવર—ફલાણા
સાહેબ બહાદુર.

આપ નામવર વસ્તીનું પિતા તુલ્ય પાલણ પોષણ કરવા વાળા, ગરીબોના બેલી, અને પંડિત કવિઓની બુજને જાણવા વાળા છો. જેથી હું મારી કેટલીએક કવિતાઓ નામદારને સંભળાવવાની જીજ્ઞાસા રાખુંછું. તો આપના દુર્લભ સમાગમનો લાભ લેવાને મને

યોગ્ય વખત આપશો તો ઉપકારી થઇશ. સંવત તા૦

આપનો કમતરીન.

ફલાણા ફલાણાના દંડવત પ્રણામ.

**ચીઠ્ઠી ૬ ઠી. મોટા માણસ ઉપર લખવાની રીત.**

મહેરબાન સાહેબ ફલાણા ભાઈ.

સાહેબજી,—આપની પાસે ધર્મસિંધુ નામનું પુસ્તક છે. એમ મેં સાંભળ્યું છે. તો આ તાબેદારને વાંચવા સારૂ મોકલાવશો તો મોટો ઉપકાર થશે. હું વાંચી લેઇ તરત પાછું પહોચતું કરીશ.—સંવત—અથવા—તારીખ

તાબેદાર સેવક

ફલાણા ફલાણાના દંડવત્ પ્રણામ.

**ચીઠ્ઠી ૭ મી. ઉપરી ઉપર લખવાની રીત.**

મુરબ્બી મહેરબાન ફલાણા ફલાણા સાહેબ.

ની સેવામાં—

નમ્રતા પૂર્વક વિનતિ કે,—આપ સાહેબના રૂબરૂ ફરમાન અનુસાર તમામ કામ તૈયાર રાખેલ છે. હવે સાહેબનો વિચાર જણાવશો કે તે પ્રમાણે અમલ કરૂ. તારીખ

આપનો નમ્ર તાબેદાર.

ફલાણા ફલાણાના દંડવત પ્રણામ.

**ચીઠ્ઠી ૮ મી. મિત્ર ઉપર લખવાની રીત.**

પ્રિય મિત્ર ફલાણા ભાઇ.

આપને યાદ હશે કે આ ગામમાં બીલકુલ જાહેર લાઈબ્રેરી નહીં હોવાથી તેની અગત્યતા લોકોના મન ઉપર ઠસાવવાનું કામ

આપે માથે લીધેલું છે. પણ હજુ સુધી કાંઇ બની શક્યું હોય એમ જણાતું નથી, માટે આ ચીઠ્ઠીથી યાદ આપું છું કે આપ ધારેલી ટેક પૂરી કરવામાં પાછળ નહીંજ રહો. આરંભ્યાં અધવચ રહે તેમ થાય તે સારૂં નહીં. મિતિ—

આપનો સ્નેહાધિન.
ફલાણા ફલાણાના યથા યોગ્ય.

**ચીઠ્ઠી ૯ મી સરખા દરજ્જાના માણસ ઉપર.**

રાજ્યમાન રાજેશ્રી ફલાણા ફલાણાની
સેવામાં.

વિનતિ કે,—આજે સાંજના ચાર વાગતે કન્યા વિક્રય નહીં કરવા બાબત હું જાહેરમાં ભાષણ આપવાનો છું. તો તેવખતે આપ પધારવા મહેરબાની કરશો. મિતિ—અથવા—તારીખ

સેવક.
ફલાણા ફલાણાના પ્રણામ.

**ચીઠ્ઠી ૧૦ મી. સાધારણ વર્ગના માણસ ઉપર.**

રાજેશ્રી ભાઈ ફલાણા ફલાણા.

મેં જે ચોપડીની પ્રેસકોપી કરવાને તમને આપેલી છે. તેની મુદત હવે ભરાઈ ગઇ છે, માટે બે ચાર દિવસમાં પુરી કરી વખતસર પહોંચાડશો. સંવત—અથવા—તારીખ.

લી૦ ફલાણા ફલાણાના યથાર્થ.

**ચીઠ્ઠી ૧૧ મી. તાબાના માણસ ઉપર.**

ભાઇ શ્રી ફલાણા ફલાણા.

બે દિવસ થયાં કામ બંધ છે, માટે સહીઓના જેટલા કાગળો હોય તેટલા કાલે સવાર સાથે મોકલાવી આપશો. વગેરે તા૦

શુભેચ્છક
ફલાણા ફલાણા.

### ચીઠ્ઠી ૧૨ મી. વેપારીની ચીઠ્ઠી લખવાની રીત.

પારેખ ત્રિરચંદ કરમચંદ જોગ. લખીતંગ દોશી ભીગજી ભીખા. જત વિપર શંકર રામેશ્વરને રૂપિઆ ૯ાાા અંકે સાડાનવ રૂપિઆ અઢી આના અમારે ખાતે માંડીને આપશો. બાબત શનીશ્ચરના મંત્ર જપાવ્યા તેના. અમે તમારા જમા કર્યા છે. મિતિ ૧૯૪૫ ના શ્રાવણ વદ ૯ ને શનીવાર.

### ચીઠ્ઠી ૧૩ મી. સરકારી કે દરબારી રીતે લખવાની રીત.

શ્રી સરકાર. સોરઠ વી.

મોજે રામપૂરાના પટેલ તલાટી જત તમારા ગામના વેરાના ગુદસ્ત સાલના રૂપૈયા લેણા છે તે ભરી દેવા તમોને ઘણી વખત તાકીદ આપ્યા છતાં ભરી જતા નથી, ને તે માટે અમારો હીસાબ બંધ રહે છે. તો દેખત ચીઠ્ઠીથી ભરી જવા. તા૦ ૧—૧૦—૯૦ સીપાઇને ખોરાક દેજો.

(સહી.)

હોદો.

### સમજણ.

૧. ઉપરની ચીઠ્ઠીઓમાં જ્યાં અથવા, કે કે, મૂકેલા હોય ત્યાં તેનાથી જૂદા પડેલા શબ્દોમાં બેમાંથી ગમે તે એક વાપરવો જેમકે, જ્યેષ્ટ બંધુ, કે વડીલ ભાઇ, અહીં બેમાંથી એકજ વાપરવો પણ બંને સાથે વાપરવા નહીં.

૨. જ્યાં ફલાણા ફલાણા જોગ લખ્યું હોય ત્યાં બાપના નામ સાથે બેવડું નામ લખવું. અને જ્યાં એકલા "ફલાણા" જોગ એકજવાર લખ્યું હોય ત્યાં ફક્ત એકજ નામ લખવું પણ બાપનું

નામ લખવું નહીં.

૩. દરેક ચીઠીમાં જ્યાં મથાળે "ફલાણા ફલાણા" કર્યા છે ત્યાં આપણે જે માણસ ઉપર ચીઠી લખતા હોઇએ તેનુંજ નામ લખવું, અને નીચે સહીને ઠેકાણે, "ફલાણા ફલાણા" કર્યા છે, ત્યાં લખનાર ધણીએ પોતાનું નામ લખવું

૪. આ ચીઠીમાં મથાળું અને સહી કેવી રીતે કરવા તેજ ખાસ જાણવાની જરૂર છે અંદરની એટલે ચીઠીની હકીકત તો જે પોતાને લખવાની હોય તેજ લખાય.

---

## શબ્દાર્થ.

જ્યેષ્ટ બંધુ=મોટા ભાઇ
પુજ્ય=પુજવા યોગ્ય.
વાહન=ગાડી, ઘોડું, વગેરે.
ચીરંજીવી=લાંબો વખત જીવનાર.
સત્પૂત્ર=સારો છોકરો.
પરમ=મોટું, ઉત્તમ.
દયાનિધિ=દયાનો સમુદ્ર, ભંડાર.
આજ્ઞાંકિત=આજ્ઞા=હુકમમાનનાર.
સુભેચ્છક=સારૂં ચાહનાર.
સાષ્ટાંગ=આઠે અંગ સહિત.
દંડવત=લાકડીની પેઠે.
પ્રણામ=નમન.
આધિન=તાબાનો, કબજાનો.
સેવક=સેવા કરનાર.
નામદાર=નામવાળા, પ્રખ્યાત.
અખંડ=ભાગેલુ નહીં તે.
પ્રૌઢ=મોટું.
ગરીબપરવર=ગરીબને પાળનાર.
મેહેરબાન=દયા વાળા.
ધર્મસિંધુ=ધર્મનો દરિઓ.
નીતિ વર્ધક=નીતિને વધારનાર.
શંકાશિળ=શકવાળું.
મુરબ્બી=વડીલ જેવા, માથાના મુગટ.
પ્રિય=વહાલા.
નમૃ=નરમ, શિળ સ્વભાવનો.
સ્નેહાધિન=પ્રીતિને તાબે.
રાજ્યમાન=રાજ્યમાં અધિકારવાળો
રાજેશ્રી=રાજમાં શોભનાર.
ઘટાર્થ=જેવો અર્થ ઘટે તેવો.

—×—

# ભાગ ૨ જો.

## કાગળ.

અંગ્રેજી ભાષામાં કોરા કાગળ અને લખેલા સમાચારના કાગળ એ બંનેને માટે જૂદા જૂદા શબ્દો વપરાય છે. કોરા કાગળને તે ભાષામાં "પેપર" કહે છે, અને સમાચાર લખેલા કાગળને "લેટર" કહે છે. આપણી ગુજરાતી ભાષામાં તેવો કાંઇ તફાવત નથી. માટે આ જગ્યોએ "કાગળ" શબ્દનો અર્થ સમાચાર લખેલો કાગળજ સમજવો.

કાગળ લખવાના જૂદા જૂદા અનેક પ્રકાર છે. પણ તે બધા પ્રકારો એકઠા કરીને આપવા એ ઘણીજ મુશ્કેલી હોવાથી અત્રે તેમાંના થોડા પ્રકાર આપેલા છે. બાકી તો માણસ કેળવણી, અનુભવ અને મહાવરાના વધવાથી પોતાની મેળેજ જાણી શકે છે.

### (૧) દીકરાનો બાપ ઉપર કાગળ.

શિરછત્ર તિર્થ સ્વરૂપ પિતા શ્રી. ફલાણાની
પવિત્ર સેવામાં—

એતાન શ્રી મુંબાઈ બંદરેથી લખીતંગ આપનો આજ્ઞાંકિત છોરૂ ફલાણાના શિર સાષ્ટાંગ દંડવત પ્રણામ.

વિશેષ—અત્રે શ્રી મહાદેવજીની કૃપાથી ખુશી આનંદ છે. આપ ગયા ત્યારથી આપની ખુશીનો એક પણ પત્ર આવેલો નથી માટે સંભારીને લખશો.

ગઈ તા૦ ૫ મી શ્રાવણ શુદ ૩ ને રોજ અમારા મેહેરબાન ડેપ્યુટી સાહેબે પરીક્ષા કરી, તેમાં હું ધોરણ છઠ્ઠા માં પાસ થયો છું. મને નામું ઠામું આવડે છે ખરૂં પણ જોઇએ તેવું નહીં. જેથી

આપણી દુકાનમાં મને ઠીક પડતું નથી. તો મુંબઈમાં ક્યાંક નોકરીની જોગવાઈ કરશો. મારે વાસ્તે વિલાયતી બુટ તથા મોજાંની જોડ લેતા આવશો. કારણકે હવે શિયાળાની મોસમ નજીક આવી છે, માટે તે ઠંડીના દિવસોમાં આપણે તે વિના ચાલશે નહીં. બાકી કુશળ છે. પત્રનો જવાબ તરત લખશો. સંવત ૧૯૪૬ ના શ્રાવણ વદ ૧ તા૦ ૧ લી આગષ્ટ સને ૧૮૯૦ ઈસ્વી.

આપનો આજ્ઞાંકિત છોરૂ.

ફલાણાના સાષ્ટાંગ દંડવત પ્રણામ.

## [૨] બાપનો દીકરા ઉપર કાગળ.

(ઉપરના કાગળનો જવાબ.)

ચીરંજીવી ભાઈ ફલાણા.

એતાન શ્રી મુંબઈ બંદરેથી લખીતંગ શુભેચ્છક ફલાણાના આશિરવાદ—વિશેષ—તમારો પત્ર પહોંચ્યો. તે વાંચી ઘણો આનંદ થયો. મારાથી કામની ભીડને લીધે એકે કાગળ લખાયો નથી. પણ મારી તબીયત ઘણી સારી રહેછે, માટે કાંઈ ચિંતા કરવાનું કારણ નથી. હજુ પણ મારાનું કામ ઘણું બાકી હોવાથી ત્રણેક માસ અત્રે ઠરવું પડશે.

ભાઈ ! તું છઠ્ઠા ધોરણમાં પાસ થયો તે સમાચારથી હું ઘણો ખુશ થયો, પણ તમારા વિચારો અને બુદ્ધિ પાસ થઈ હોય એમ જણાતું નથી; તેથી દીલગીર છું. તમારો દોષ નથી. પણ હાલના દરેક જુવાનીઆઓ નિશાળની તાજી કેળવણીથી પોતાનું કર્તવ્ય શું છે તે ભૂલી જઈ સુધારાની સુગંધીને વિશેષ વળગી રહે છે. તેઓ ધારે છે કે ભણવું તે કેવળ નોકરીને માટેજ છે. કેટલાક માણસમ-

જુ માણસોના પણ એવાજ વિચાર હોય છે, પણ તે ભણ્યા પણ ગણ્યા નહીં તેના જેવું થાય છે. દરેક ઉછરતા જુવાને, કેળવણી લીધા પછી પોતાના વ્યવહાર સામું જોવું જોઈએ. ઘરની ગુંજાસનો પ્રથમ વિચાર કરી પછી પોતે શું કરવું તેનોજ નિશ્ચય કરવો જોઇએ. નહીં તો ફોકટના ફાંસામાં ફસાઇ ફળ નહીં મેળવતાં સર્વ વાતે ફના થવાનો વખત આવે છે. નોકરી કોને કરવાની છે કે, જેને પેદાશનું બીજું કાંઇ સાધન નથી, માટે ભાઈ, નોકરીનો વિચાર છોડી દઇ આપણી દુકાનમાં તારા લાયક ઘણાં કામો છે, તેમાંથી એક કામ પસંદ કરી તે કામે વળગી જવું, અને તેની માહીતી મેળવી તારી વિદ્યાનો તેમાં ઉપયોગ કરવો. એવી મારી સલાહ છે. ભણતર નોકરીમાંજ ઉપયોગી છે, એ માનવું ભૂલ ભરેલું છે. વિદ્યાનો ઉપયોગ દરેક કામમાં સરખોજ થાય છે. તારી વિદ્યાને તું વેપારના કામમાં જોડીશ તો તેનું પરિણામ તને ઘણું સારૂંજ નીવડશે, માટે બીજા વિચારો છોડી દઈ મારાં વચનોને આધિન થઈ, તારૂં લક્ષ આપણા ધંધામાંજ લગાડીશ એમ હું આશા રાખુંછું. હાલ એજ બાકી કામ હોય તે લખવું. આપણા સ્નેહી સંબંધી સૌને મારા ઘટાય કહેવા. સંવત અથવા તારીખ—

તમારૂં ભલું ચાહનાર.

ફલાણાના આશિરવાદ વાંચવા.

### (૩) મોટા ભાઇ ઉપર લખવાની રીત.

કરૂણાબ્ધિ વડીલભાઈ શ્રી ૫ ફલાણા. ફલાણાની પવિત્ર સેવામાં.

એતાનશ્રી. માંગરોળ બંદરથી લિખીતંગ ફલાણા ફલાણાના સાષ્ટાંગ દંડવત્ પ્રણામ વાંચશો. વિશેષઃ— હું ખુશી આનંદમાં છું આપની ખુશીના ખબર ઘણા દિવસ થયાં નથી તો લખવા કૃપા કરશો.

હાલ મારી બદલી અગાઉની અરજીઓને આધારે અહીં થએલી છે. હું તા૦ ૧૫–૮–૯૦ ને રોજ અહીં આવેલો છું, અને આપના મિત્રને ઘેર ઊતર્યો છું. તારીખ ૧૬ મીને રોજ મારા સંબંધનો બધો ચાર્જ લઈ લીધો છે, અને હવેથી તન મનથી મારા કામ ઉપર જોડાવાનો છું. ટૂંકા અનુભવ પરથી પણ જણાય છે કે મારા ઉપરી અધિકારી સાહેબ કે રાત દિવસ જેના હાથ નીચે મારે કામ કરવાનું છે, તેઓ ઘણા ભલા છે, અને આશા છે કે તેઓ મારા કામની બુજ જાણી મને વધારવા તરફજ લક્ષ રાખશે. અહીંનાં હવા પાણી સારાં જણાય છે. વિશેષ તો અનુભવ કર્યે ખબર. બાકી કુશળ. આપણા સ્નેહી સંબંધીઓને મારા દંડવત કહેશો. બાળ ગોપાળને મારા તરફથી ઘણા હેતથી બોલાવશો. મારા સરખું કામ સેવા લખશો. મિતિ—સંવત કે તારીખ—

આજ્ઞાંકિત કનિષ્ટ બંધુ.

ફલાણા ફલાણાના સા. દંડવત પ્રણામ.

## (૪) નાના ભાઇ ઉપરનો કાગળ (જવાબ.)

ચીરંજીવી ભાઇ ફલાણા ફલાણા.

એતાન શ્રી. અહમદાવાદથી લખીતંગ સુભેચ્છક ફલાણા ફલાણાના આશિરવાદ વાંચવા–વિશેષ તમારો શુભ પત્ર આવ્યો તેની વિગત વાંચી ઘણો ખુશી થયો છું. હાલ મારી તબીયત ઘણી સારી રહે છે, માટે તે ખાતે ચિંતા કરવી નહીં. હવે તમે ઠેકાણે પડયા

એમ માનવું જોઈએ. કારણ કે તમારા ધારેલા વિચારો આ ઠેકાણે પાર પડી શકશે; તેમ આગળ ઉપર ચડવાને માટે પણ આ જગ્યો તમને ઘણી ઉપયોગી થશે. પણ શિખામણ તરીકે બે બોલ કહેવા તે મારો ધર્મ સમજી નીચે જણાવું છું તે ઉપર પુરતું લક્ષ આપવું.

હમેશાં પોતાની ચડતી અને પડતી પોતાના નજીકના અધિકારી ની ખુશી નાખુશી ઉપર રહેલછે, અને તેમ થવું તે પોતાનું કામ અને વર્તન ઉપર આધાર રાખેછે. જો કામ અને વર્તન સારાં તો અધિ- કારી ખુશી, અને તે નહીં તો ના ખુશી માટે ભાઇ, કામ અને વર્તન સુધારી જેમ ઉપરી અધિકારી ખુશી રહે તેમ કરશો. પોતામાં સહન શિળતા અને નમૃતા આદિ સારા ગુણો હશે, તો કોઇ પણ પોતાના ખુરામાં પગલું ભરનાર મળશે નહીં. "વનોં વેરીમાં વાસ કરે" એ કહેવત ઘણી કીંમતી છે. જે માણસ તે પ્રમાણે વર્તે છે તે કદિ દુ:ખી થનોજ નથી. તેને મિત્રો પણ ઘણા મળે છે, અને તેજ પો- તાના ઉપરીની પ્રીતિ સંપાદન કરેછે. ઈશ્વર હમેશાં કામ આપે તેવી પ્રભુ પાસે માગણી કરવી, અને પોતાને સોંપાએલું કામ, શુદ્ધ અં- તઃકરણથી અને ખરા પ્રમાણિકપણાથી કરવું, તેમ બહારનું વ- ર્તન તથા રીતભાત પણ એવી સાદી અને નમ્ર રાખવી કે કોઈ પણ માણસને આપણા વિષે અવળું બોલવાનો કદિ વખતજ મળે નહીં. ખરેખર કીર્તિ અને અભ્યુદય પામવાનો એજ સહેલો રસ્તો છે. બાકી કુશળ છે. આપણા કુટુંબમાં સૌ હેમ ખેમ છે, માટે કાંઇ ચિંતા કરવી નહીં. પિતાશ્રી તથા માતુશ્રીના આશિશ વાંચશો.

હાલ એજ. સંવત—અગર—તારીખ—

તમારૂ હિત ચિંતક.
ફલાણા ફલાણાના આશીશ વાંચના.

## (૫) મા ઉપર લખવાની રીત,

પરમ પુજ્ય સકળ ગુણ સંપન્ન તિર્થ
સ્વરૂપ વહાલાં માતુ શ્રી. ફલાણીની.
પવિત્ર સેવામાં:—મુકામ રાજકોટ.

એતાન શ્રી પાટણથી લખીતંગ આપનો સદૈવનો ઓશીંગણ અને દાસ છોરૂ ફલાણાના ઘણા હેતથી દંડવત્ પ્રણામ.

વિશેષ આપની હમેશાંની મીઠી નજરથી તથા શુભ આશિશથી અત્રે ઘણોજ ખુશી આનંદમાં છુ, અને આપની ખુશાલી ચાહું છું. માજી ! મારી બાલ્યાવસ્થાથી તે આજ પર્યંત આપે જે મારા ઉપર ઉપકાર કરેલા છે, અને હજુ પણ મારા શરીરને જરા દુઃખ વાળું કે મારૂં મોઢું જરા ઓશીઆળું જોઇને તમે ખરો અંતઃકરણનો નિર્મળ પ્રેમ બતાવી જે જે મારે માટે કરો છો. તે બધાનો ઉપકાર મારાથી કેમ ભૂલાય? માટે પરમકૃપાળુ પ્રભુ પાસે એટલુંજ માગું છું કે આપની જીંદગી લાંબી થાય, અને હું આપનો દાસ થઇને જો કે આપના ઉપકારનો બદલો તો વળે તેમજ નથી પણ કાંઇ તેનાથી સોમા ભાગનો બદલો વાળવાને પણ હું શક્તિમાન થાઊં તેવી મને બુદ્ધિ આપે. તથાસ્તુ.

બાકી કુશળ—આપણા ઘર તરફના ખુશી ખબર લખાવશો. જે યાદ કરે તેમને પ્રણામ કહેશો. ત્યાંના દેશ કાળ લખાવશો. હાલ એજ.

પાટણ } હમેશાંનો દાસ છોરૂ
તા૦ ૧-૧૦-૯૦ } ફલાણાના સાષ્ટાંગ દંડવત પ્રણામ.

## [૬] બેન ઉપર લખવાની રીત.

અખંડ સૌભાગ્યવંતા ગાયાળુ બેન
ફલાંણાં બાની પવિત્ર સેવામાં.

એતાન શ્રી મેરાવળ બંદરથી લખીતંગ આપના નિર્મળ પ્રેમનો આભારી ફલાણા ફલાણાના (જો મોટી બેન ઉપર લખીએતો દંડવત્ અને નાની બેન ઉપર લખીએતો આશીષ) દંડવત વાંચશો. બાદ હાલમાં તમારાં તરફથી બીલકુલ પત્ર નથી તો લખવા કૃપા કરશો. અત્રેહું ઇષ્ટદેવની કૃપાથી ખુશી આનંદમાં છું, અને આપની ખુશાલી ચાહુંછું.

તમે જાણો છો કે આ દુનિઆમાં સ્વાર્થી માણસો ઘણાં છે, અને તેઓ હજાર યુક્તિઓથી પોતાનો સ્વાર્થ સાધવામાં પાછળ ર- હેતાં નથી. પણ જ્યારે પોતાની મુરાદ પુરી પડે છે ત્યારે તેઓજ આપણાથી દૂર થઇ પાછાં આપણા ખુણામાં બળી આપણી મુર્ખાઇ ઉપર હસે છે. માટે તેવાથી હમેશાં દુર રહેવા મારી ભલામણ છે. ચીરંજીવી બાણીબાના સંબંધ માટે વાત ચાલતી હતી તેનું શું થયું. મારા વિચાર પ્રમાણે તેમની ૧૨ વરસની ઉમર થાય ત્યારે તેમનાથી પાંચ વરશે મોટો મુરતીઓ જોઇ સારો ભણેલ ગ- ણેલ હોયતો તેની સાથે સંબંધ કરવો. કૂળના ફોકટ ફાંસામાં ફસાયા કરતાં વર સારો જોવો એજ માવતરનું કર્તવ્ય છે. હાલતો તેમને સારી રીતે વિદ્યાભ્યાસ કરાવવો. તેમને મારી વતી ઘણા હેતથી બોલાવશો. બાકી કુશળ કામ સેવા ફરમાવશો. મિતિ—સંવત—કે તારીખ—

આપના સ્નેહને આધિન ભાઈ.
ફલાણા ફલાણાના દંડવત્ પ્રણામ.

### (૭) સસરા ઉપર લખવાની રીત,

સકળ ગુણ સંપન્ન વિવેક સાગર તિર્થ સ્વરૂપ
પિતા સમાન ત્રવાડી ફલાણા ફલાણાની પવિત્ર
સેવામાં:— મુ૦ અમરાપુર.

એતાન શ્રી અવધપુરથી લખીતંગ આજ્ઞાંકિત સેવક ફલાણા ફલાણાના દંડવત પ્રણામ. બાદ વિનતિ કે,—

આપનો કૃપા પત્ર આવ્યો. તે પહોચ્યો એજ મુજબ લખી, સેવકની ખબર લેતા રહેશો. આપ લખો છો કે,—"વ્યવહારમાં જૂની રૂઢીનાં માણસોનું વક્ર બોલવું મારા મનને જરા દુઃખ લગાડે છે." તેના જવાબમાં મારા મત પ્રમાણે તો એમજ છે કે. વ્યવહાર ચલાવવો અને ઓખરૂની શય્યામાં સુવું બંને બરોબર છે, માટે જૂની રૂઢીનાં અજ્ઞાન માણસોના અજ્ઞાનતા ભરેલા એક પણ શબ્દને નહીં ગણકારતાં પોતે પોતાના મત અનુસાર વર્તાંજ કરવું, અને તેમ કરતાં કદાચ વિઘ્ન નડે તો તેને બળથી નહીં પણ કળથી દૂર કરવું. એમ કરવાથી વ્યવહાર આપો આપ સુધરી જશે. બાકી તો આપ જ્ઞાની છો એટલે વધારે શું લખવું. અહીં અમો બંને જણ ખુશી આનંદમાં છીએ. માટે આ તરફની કશી ફિકર કરવીજ નહીં. આપણા સબંધીઓમાં જેઓ યાદ કરે તેમને મારા યથા ઘટિત કહેશો. એજ વિનતિ—મિતિ—સંવત અગર તારીખ.

આપના હેતને આધિન સેવક.
ફલાણા ફલાણાના દંડવત પ્રણામ.

## (૬) સાસુ ઉપર લખવાની રીત.

પરમ પુજ્ય માતા સમાન બાઇ ફલાણું બાઈ
ની પવિત્ર શેવામાં.

ઐતાન શ્રી વાંકાનેરથી લખીતંગ આપની પ્રીતિને ચાહનાર આજ્ઞાંકિત ફલાણા ફલાણાના દંડવત પ્રણામ—બાદ વિ—આપનો કૃપા ભર્યો પત્ર પહોંચ્યો. વાંચી સર્વ વિગત જાણી. આપે આપની દીકરી ઉપર જે શીખામણુ લખી છે. તે વાંચી મને ઘણો સંતોષ થાય છે. દરેક કેળવાએલી તથા પોતાનો ખરો ધર્મ સમજનારી સતિ માતાનો એજ ધર્મ છે કે પોતાનાં બચ્ચાં હમેશાં સુનીતિને રસ્તે ચડે તેવોજ બોધ આપવો, અને નાનપણથીજ તેવી કેળવણીમાં તેને ઉછેરવાં. હાલ એજ. મારા સરખું કામકાજ લખશો. કૃપામાં વધારો કરશો. સંવત—અમર—તારીખ.

આપનો આજ્ઞાંકિત—
ફલાણા ફલાણાના દંડવત પ્રણામ.

## (૯) પોતાની સ્ત્રી ઉપર લખવાની રીત.

પ્રાણથી અધિક પ્રીય, પરમ આનંદ કંદ,
સુખનું સદન, દુખનો દિલાસો. પોતાના
પતિને પરમધામ માની તેમાંજ આગ્રહથી
પ્રીતિ રાખનાર સર્વે સદ્ગુણાલંકૃત શિયળ
વતી સુંદરી,—

પ્રાણ વલ્લભા ! તમારા તરફથી ઘન શ્યામ પત્ર ઘણા રોજ

થયાં આવેલો નથી. તેથી તે વિના મનરૂપી મયૂરને ચેન પડતું નથી. ભક્તિથી નિરંતર તમારૂં સ્મરણ કરૂં છું. પણ આપ વિસરી ગયાં તેનું શું કારણ? એ કાંઇ સમજાતું નથી. આપના તરફથી પ્રીતિમાં વધારો કરનાર કોઇ માણસ પણ આવ્યો નથી, તેથી અંતઃકરણમાં મોટી ચિંતા થાય છે. સારા છંદવાળો, સુખ આપનાર અમૃત સરખો, અને વિયોગના તાપથી તપેલા મનના ક્લેશનું નિવારણ કરનાર પત્રને પંડિતો કુશળ વૃતાંત લાવનાર દૂત ગણે છે, અને વિચારી સુખ ઉપજાવવા સારૂ તેનો ઉત્તર લખેછે. સ્નેહ અને સુખનો પ્રકાશ કરનાર પત્ર જો લખવામાં ન આવે તો મનમાં ઘણી ચિંતા થાય છે, અને કશું કરવાનું સૂજતું નથી. તમારા ખબર આપનાર પત્રવિના હું ધનની, પૃથ્વીના રાજ્યની કે અદ્‌ભૂત મણિગૃહની પણ ઇચ્છા કરતો નથી. મિતિ—સંવત—

લિઃ-તમારૂં કલ્યાણ ઇચ્છનાર સમાગમેચ્છુ
ફલાણા ફલાણાના-હજાર આશીશ.

### (૧૦) સ્ત્રીએ પોતાના પતિ ઉપર લખવાની રીતઃ—

પ્રાણનાથ, મારા જીવનનું જીવન, મારૂં સૌભાગ્ય, મારા હૈયાના હાર, અને માથાના મુગટ દેવ ફલાણાની પવિત્ર શેવામાંઃ—

સવિનયથી લખીતંગ આપની ચર્ણ રજ દાસી ફલાણીના અતિ પ્રેમ પૂર્વક દંડવત પ્રણામ:—

વિશેષઃ—આપના સીધાવ્યા બાદ એક પણ પત્ર નહીં હોવાથી, તમારા વિયોગથી મારા હૃદયમાં ગુલ્મ થએલ છે, તો તેનો ઉપાય

કરવા આપના પ્રેમમય શબ્દોથી ભરેલ આપના સ્વહસ્તાક્ષર વાળા પત્ર રૂપ વૈદને કેમ પાઠવતા નથી? વિરહ રૂપી સર્પે ડસેલું મારૂં ચિત મરવાની તૈયારીમાં છે, તો તમારા વર્ણનો એક પત્ર રૂપ મારૂડી મોકલવો જોઈએ. સમાગમ સરખું સુખ આપનારો પત્ર સત્પુરૂષે હમેશાં લખતાં રહેવું જોઇએ છતાં આપ કેમ મોકલતા નથી એ હું વિચારમાં પડીછું. પ્રાણાધિક આપના વિયોગમાં મારૂં ચિત શાન્ત રાખનાર આપ સતિ મંડળનુ પુસ્તક મૂકતા ગયા છો તેથી હું ઉપકારી છું. મારો શણગાર તે સતિઓના ઉજ્વળ ગુણ ગાવા રૂપ છે. મારો પરિહાસ તે સતિઓના ગુણને વાંચવા રૂપજ છે. અને મારી લાલસા તે સતિઓના ગુણને ગ્રહણ કરવાની છે. બીજું શું લખું ? જેમ બને તેમ વહેલા આવી આ દાસીની ખબર લેશો. એજ સારનો સાર છે. મિતિ સંવત.

આપનાં ચરણાર્વિંદની હમેશની દાસી.

ફલાણીના. અતિપ્રેમ સહિત પ્રણામ.

### (૧૧) મિત્ર ઉપર પત્ર લખવાની રીતઃ—

પરમ પ્રિય, સ્નેહના સમુદ્ર, પ્રીતિનું પાત્ર પ્રેમની ગુપ્ત વાતોથી કષ્ટ પામતા અંતઃકરણને પ્રકાશ કરવા રૂપ. વહાલા મિત્ર ફલાણા ફલાણા.

એતાનશ્રી આગરાપુરથી લખીતંગ પ્રેમાસક્ત, દર્શનાભિલાષિ વિયોગાતુર ફલાણા ફલાણાના પ્રેમ પુર્વક પ્રણામ.

બાદ—મેં તમને ઘણા પત્રો પ્રીતીપૂર્વક લખ્યાં, પણ તેના જવાબમાં તમારો એક પણ પત્ર આવ્યો નથી. તમારા વિયોગરૂપ

સૂર્યથી મારૂં મન અતી તપી રહ્યું છે. તો તમારા પત્રના સંયોગ-થી તે સઘળું દુઃખ જતું રહેશે. તો હે મિત્ર! સ્વહસ્તથી પત્ર લ-ખી કેમ મોકલતા નથી? તમારા સમાચારવાળો પત્ર આવવાથી હૃ-દયમાંથી સમગ્ર દુઃખના સમુહનો ખરેખર નાશ થાયછે. માટે હજાર કામ પડતાં મૂકી, સુખદ સમાચારનો એક પત્ર લખવા આપના હસ્તકમળને જરા પરિશ્રમ આપશો તો તે આપણા ગાઢા સ્નેહને અંગે વિશેષ થયું નહીં ગણાય. **सुज्ञेश किं बहुना.** વિશેષ શું લખું. મિતિ—સંવત—આગર—તારીખ.

આપને હમેશ યાદ કરનાર, દર્શનાતુર
ફલાણા ફલાણાના પ્રણામ.

## (૧૨) કોઇ મોટા માણસ ઉપર લખવાની રીત.

પરમદયાળ, પરોપકારી, સકળગુણ નિધાન
વિવેકસાગર અનેક સુભ ઉપમા જોગ
વિરાજમાન, મહેરબાન ફલાણા ફલાણાની
પવિત્ર સેવામાં ફુરસદને વખતે માન્ય થાય.

એતાનશ્રી વેરાવળથી લખીતંગ તાબેદાર ફલાણા ફલાણાના સવિનય દંડવત પ્રણામ અંગિકાર કરવા તસ્દી માફ કરશો.

સાહેબ! આપ કૃપાળુના પ્રતાપથી અત્રે ખુશી આનંદમાં છે. આપનું સર્વદા કુશળ હો એવી પરમકૃપાળુ પ્રભુ પાસે પ્રાર્થના કરૂં છું. વિશેષ—

આપ.નામદાર મને જુનાગઢમાં મળ્યા ત્યારે પ્રસંગ આવે યાદ કરવાની મને આશા આપેલ છે. સદરહુ બાબતને ઘણી મુદત

થઇ જેથી હું ધારૂંછું કે હવે કોઇપણ પ્રસંગ એવો આવવો જોઇએ. માટે તેવા વખતમાં આ ગરીબ તાબેદારને ભૂલશો નહીં. તેવી માગણી માટે આ પત્રથી ફરી યાદ આપું છું. એજ ગિતિ—સંવત—મગર—તારીખ.

આપનો હમેશાંનો દાસ

ફલાણા ફલાણાના દંડવત્ પ્રણામ.

## (૧૩) ઉપરી ઉપર કાગળ લખવાની રીત.

મુરબ્બી મહેરબાન, કદરદાન ફલાણા, ફલાણા એમની ખાસ હજુરમાં. ફુરસદને વખતે માન્ય થાયઃ—

એતાન શ્રી. પોરબંદરથી લખીતંગ સદૈવનો તાબેદાર નોકર ફલાણા ફલાણાના માનપૂર્વક દંડવત પ્રણામ સાહેબની સેવામાં અંગિકાર કરવા તસ્દીની માફી માગુ છું.

સાહેબજી! આપ નામદારને રૂબરૂમાં મેં જે હકીકત રોશન કરી છે. તે હજુ યાદતો હશેજ. આપ સાહેબ જાણો છો કે, હવે તે વખત નજદીક આંવતો જાયછે. માટે આપ કૃપાવંત સરદાર મારી અવલની હકીકત નીગાહમાં રાખી; આ ફીદવીને માટે આ વખત તો નહીંજ જવા દ્યો એવી આપ સાહેબની પૂર્ણ ખાત્રી છે. આ પ્રંસગ એવો છે, કે જો આપ ધ્યાન આપશો તો અવશ્ય મારી કદર થશેજ અને નહીં તો મારી લાંબી મુદતની નોકરી ઉપર પાણી ફરે છે. પછી જેવી કૃપાવંતની મરજી. તારીખ—ક—તિ.

આપનો ઘણોજ તાબેદાર નોકર

ફલાણા ફલાણાના દંડવત્ પ્રણામ.

## (૧૪) સરખા દરજાના માણસ ઉપર લખવાની રીતઃ—

રાજયગાન, રાજયેશ્રી ફલાણા ફલાણાની
સેવામાંઃ— મુ. ગઢડા.

એતાન શ્રી ગઢડાથી લખીતંગ દર્શનાતુર ફલાણા ફલાણા-ના યથા ઘટિત વાંચશો. વિશેષ. અત્રે શ્રી જગદીશ્વરની કૃપાથી ક્ષેમ કુશળ છે. આપની કુશળતાના પત્ર બીલકુલ નથી તે સંભારીને લખશો. આપ જાણોછો કે પરદેશમાં પત્રથીજ હળવું મળવું થાય છે. માટે પત્ર લખવામાં જરાપણ આળસ રાખવી નહીં. વગેરે—વગેરે—વગેરે—જે હકીકત લખવી ઘટે તે લખવી. તિથિ—

સેવક.

ફલાણા ફલાણાના ઘટાર્થ.

## (૧૫) સાધારણ માણસ કે તાબાના માણસ ઉપર

રાજેશ્રી. ફલાણા ફલાણા.

ઉનેથી ફલાણાના સલામ—બાદ તમારો કાગળ પહોંચ્યો છે. જે હકીકતને માટે તમે ભલામણ કરોછો તેના કશા પણ ઉચાટ કરવા નહીં. મારું બનતાં સુધી તમારૂ શ્રેય થાય તેવાજ ઉપાય હું લઇશ, અને ઇશ્વર કૃપાતો થોડી મુદતમાં તે પાર પાડી આપીશ. બાકીતો પ્રભુ મરજી. તમે આપણા ઘેર જતા રહોશો, અને વખતે બજારમાંથી જોતું કરતું આણી આપવામાં હરકત થાય તેમ કરશો નહીં હાલ એજ તા૦ અગર—તિ—

શુભેચ્છક.

ફલાણા ફલાણાના સલામ.

## જૂનીઢબથી કાગળ લખવાની રીતઃ—

### દીકરાનો બાપ ઉપર કાગળ.

શ્રી ૧

સ્વસ્તિશ્રી. ધ્રાંગધ્રા મહાશુભસ્થાને પૂજ્યારાધે પરમદયાળ, પ- રોપકારી સકળ ગુણ નિધાન વિવેક સાગર અનેક સર્વે શુભોપમાં જોગ વિરાજમાન શિરછત્ર, તિર્થ સ્વરૂપ, પરમ પુજ્યપિતાશ્રી. અ- મરચંદ લાલચંદની પવિત્ર સેવામાં.

એતાનશ્રી કાશી પુરીથી લખીતંગ આપનો આજ્ઞાંકિત છોરૂ હરજીવન લાલચંદના ઘણા હેતથી પગેલાગણ વાંચશો. બીજુ લખવા કારણ એ છે જેઃ—

એ પ્રમાણે ઉપક્રમ બાંધી પછી જે લખવાનું હોય છે તે લ- ખે છે અને છેવટ સંવત—તિથિ નાંખીને પછી સહી કરતા નથી.

### બાપનો દીકરા ઉપર.

સ્વસ્તિશ્રી સુરત બંદર મહાશુભસ્થાને ચિરંજીવી ભાઈ નરોત્ત- મ વનમાળીની ચિરંજીવી ઘણી હોજો. એતાનશ્રી અહમદાબાદથી લખીતંગ સુભેચ્છક વનમાળી અવલચંદના ઘણા ઘણા કરી આશિ- ર્વાદ વાચવા. બાદ લખવા કારણ એ છે જે.——

એ પ્રમાણે લખી પછી જે લખવાનું હોય તે લખે છે અને છેવટે તિથિ વગેરે લખી સહી કરતા નથી.

---

ઉપરની બે રીત સિવાય બાકીનાં સગાં વહાલાં, કે બીજા ત્રી- જા ઉપર કાગળ લખતાં નીચેની એકજ રીત બધા ઉપર સામાન્ય રીતે લાગુ પાડેછે જેમકે,—

સવસ્તિ શ્રી ભરૂચ મહાશુભસ્થાને પૂજારાધે, પરમદયાળ, પ-રોપકારી, સકળ ગુણ નિધાન, સર્વે શુભોપમાલાયક વિરાજમાન શા-શ્રીપ શા. માણેકચંદ મોતીચંદની ચીરંજીવી ઘણી હજો. એતાનશ્રી વડોદરેથી લખીતંગ પગી. હીરાચંદ વલભદાસના ઘણા ઘણા કરી જેગોપાલ વાંચજો. બીજું લખવા કારણ એ છે જે,--

એ પ્રમાણે લખી પછી જે લખતું હોય તે લખેછે, અને છે-વટ તિથી લખે છે—ને સહી કરતા નથી.

## કંકોત્રી (કંકુપત્રિકા.)

સવસ્તિ શ્રી વઢવાણ મહાસુભસ્થાને પૂજારાધ્યે. પરમદયાળ વિવેકસાગર અનેક સુભોપમાજોગ વિરાજમાન ઠાકોર શ્રી. ૭ ઠાકોર અમરસિંહજીની ચિરંજીવી ઘણી હોજો. એતાન શ્રી વીમળપુરીથી લખીતંગ રાઠોડ ભિમાજીના ઘણા સ્નેહથી રામ રામ વાંચશો. વિશેષ અમારા ચિરંજીવી કુમાર કેશરીસિંહજીના લગ્નનું શુભ મુહુ-ર્ત વૈશાખશુદ ૩ ને મંગળવારે નિરધાર્યું છે, અને માંડવાનું મૂહુર્ત ચૈતર વદ ૧૧ નું નક્કી કરેલ છે, તો એ માંગલિક પ્રસંગ ઉપર આપસાથ સર્વને તેડીને વહેલા પધારશો. આપના પધારવાથી મંડ-પની શોભા વધશે, અને અમને ઘણું સારૂં લાગશે. મિતિ સંવત ૧૯૪૬ના ચૈત્ર સુદ ૧૫ વાર ભૃગુ.

## મેલો (માઠી ખબરનો કાગળ)

આવા કાગળો ટપાલદ્વારા રવાના કરતી વખતે "લૂગડાં ઉ-તારીને વાંચજો" એમ લખવું જરૂરનું છે.

સ્વસ્તિ શ્રી સુરત મહાસુભસ્તાને પુજયારાધે જોષી શ્રીપ જો-ષી આત્મારામ નંદરામ જોગ શ્રી ખેડાથી લી. રાવળ ત્રિભુવન

કામેશ્વરના નમસ્કાર વાંચશો. બીજું લખવા કારણ એ છે જે,—

આમારાં માતુશ્રી તુળસીબાઈ શ્રાવણ વદ ૧૪ને મંગળવારને રોજ સ્વર્ગવાશી થયાં છે. તે ઘણી માઠી થઈછે, પણ શું કરવું પ્રભુ મરજી આગળ કોઈનો ઇલાજ નથી, માટે કુદરત સામો કાંઇ ઉપાય નથી એમ માની અફસોસ કરવો નહીં. સંવત ૧૯૪૬ના શ્રાવણ વદ ,, વાર ગુરૂ.

---

## સૂચના.

કાગળ લખવામાં મૂખ્ય નીચેની બાબતો ધ્યાનમાં રાખવી જોઇએ.

૧ કોના ઉપર લખવાનો છે તે. ૨ કયે ગામ લખવો છે.

૩ કયે ગામથી લખવો. ૪ લખનાર, ૫ લખવાની હકીકત અને ૬ છેવટ લખનારની સહી.

૧ જેના ઉપર કાગલ લખવો હોય તેનાં વિશેષણ, ઉપમાના શબ્દો અને તેનું નામ એટલાં વાનાં પ્રથમ મથાળેજ લખવાં. ને ત્યાંજ મૂકામ લખવો.

૨ પછી “ એતાનશ્રી. કરી જે ગામથી લખતા હોઇએ, તે ગામનું નામ લખી, લખીતંગ કરી લખનારનું નામ લખવું.

૩ પછી કાગળમાં જે હકીકત લખવી હોય તે લખવી.

૪ છેવટ મિતિ દોર્યા પછી નીચે લખનારે પોતાની સહી કરવી. દેશી રીતમાં આ પ્રમાણે સહી કરવાની જરૂર નથી. તેમાં તો સ્વસ્તિ શ્રી કરી જે ગામ લખતા હોઇએ તે ગામનું નામ પછી જેનાં ઉપર

લખતા હોઈએ તેનું નામ પછી એતાનશ્રી કરી જે ગામથી લખતા હોઈએ તે ગામનું નામ પછી લખનારનું નામ અને છેવટ કાગળની હકીકત લખવી.

આ ઉપરના કાગલમાં જ્યાં જ્યાં ફલાણા ફલાણા કરીને લખ્યું છે ત્યાં જેનાં નામ જોઈએ તેનાં નામ લખવાં.

કેટલાક કાગળોને મથાળે ઘણાં વિશેષણો લખેલાં છે તે બધાં કે તેમાંનાં થોડા વિશેષણો પણ લખી શકાય. માટે કાગળ લખનારે તે બધાં કે તેમાંથી પસંદ પડે તેટલાં વિશેષણો લખવાં. જેટલાં બતાવ્યાં છે તેટલાં બધાં લખવાંજ જોઈએ એવો કાંઈ નિયમ નથી.

## અઘરા શબ્દાર્થ.

શિરછત્ર=માથાના મુકટ.
તિર્થ સ્વરૂપ=તિર્થની મૂર્ત્તિ.
એતાન=આ.
શ્રી=શોભાયમાન.
લખીતંગ=લખનાર.
આજ્ઞાંકિત=હુકમને તાબે.
પ્રણામ=નમન, નમસ્કાર.
વિશેષ=વધારે.
અત્રે=અહીં.
મહેરબાન=દયાવાળા.
વ્યવહાર=સંસારી કામકાજ.
પત્ર=કાગળ.
કુશળ=હેમ ક્ષેમ.
ચિરંજીવી=લાંબો વખત જીવનાર.
આશિર્વાદ=આશીશ કહેવી.
આનંદ=ખુશી.
ભીડ=વધારો, કામની ભરતી.
ચિંતા=ઉચાટ.
દોષ=વાંક.
કર્તવ્ય=કરવા યોગ્ય.
ઉછરતા=થતા.
ગુંજાશ=સ્થિતિ, શક્તિ.
ફાંસો=સપડામણ.
નિશ્ચય=નક્કી.

નાશ=નાશ.
પરિણામ=ફળ.
સ્નેહી=પ્રીતિવાળા.
ચાહનાર=ઇચ્છનાર.
કરૂણાબ્ધિ=કરૂણાનો સમુદ્ર, ઘણી કરૂણા વાળા.
પવિત્ર=ચોખ્ખું.
અનુભવ=ગહાવરો.
બાળગોપાળ=છોકરાં છૈયાં.
ધર્મ=ફરજ.
લક્ષ=ધ્યાન.
વર્તન=ચાલચલણ.
સહનશિયળતા=સહન કરવાની શક્તિ.
નમ્રતા=નરમાશ.
આદિ=પહેલાં.
ધનો=કામ.
કહેવત=કહાણી.
સંપાદન=મેળવવું.
શુદ્ધ=નિર્મળ.
અંતઃકરણ=મન.
પ્રમાણિક=સાલસ.
કીર્ત્તિ=આબરૂ.

અભ્યુદય=ચડતી.
હેમખેમ=કુશળ.
પરમપુજ્ય=ઘણા પૂજવા લાયક.
સંપન્ન=વાળું, જોડાએલ.
સદૈવ=હમેશાં.
ઓશિંગણ=ઓશિઆળું.
બાલ્યાવસ્થા=નાનપણ.
પર્યંત=સૂધી, છેવટ.
નિર્મળ=ચોખ્ખું.
કૃપાળું=દયાળુ.
શક્તિમાન=બળવાન.
તથાસ્તુ=તેમ થાઓ.
દાસ=સેવક, ચાકર.
અખંડ=આખું.
સૌભાગ્યવંતા=એવાતણ વાળાં.
પ્રેમ=હેત.
કૃપા=મહેરબાની.
સ્વાર્થી=પોતાનુંજ ભલુ ઇચ્છનાર.
મુરાદ=ઇચ્છા, ધારણા.
મુરતયો=વર.
વિવેકસાગર=ઘણા વિવેકવાળા.
સમાન=બરોબર.
શય્યા=પથારી.

વિઘ્ન=હરકત.
ફિકર=ચિંતા.
સતી=એકજ પતિને ભજનાર.
સુનીતિ=સારી નીતિ.
પ્રાણાધિક=પ્રાણ કરતાં વધારે પ્રિય=વહાલું.
પરમઆનંદકંદ=મોટા આનંદનું મુળ.
સદન=ઘર, ઠેકાણું.
દિલાસો=ધીરજ, આશા આપવી.
પરમધામ=મોટું ઠેકાણું.
આગ્રહ=પકડી રાખવું, ખેંચ.
સદ્ગુણાલંકૃત=સારા ગુણથી શણગારેલ.
શિયળવતી=પવિત્ર
પ્રાણવલ્લભા=જીવ કરતાં વહાલી.
ઘનશ્યામ=વરસાદના જેવા રંગવાળો.
મયુર=મોર.
નિરંતર=હમેશાં.
સ્મરણ=યાદ.
છંદ=કવિતા.
વિયોગ=છૂટાપણું.

વૃતાંત—હકીકત.
દુઃખ=પીડા.
નિવારણ=મટાડવું, ઉપાય.
પ્રકાશ=તેજ, અજવાળું.
અદ્ભૂત=નવાઇ જેવું.
મણિગૃહ=મણિથી બાંધેલું ઘર
પ્રાણનાથ=પ્રાણના ધણી.
સૌભાગ્ય=એવાતણ, ચૂડો.
સવિનય=વિનયસહિત.
ચર્ણરજ=પગની ધૂળ.
પ્રેમપૂર્વક=પ્રીતિ સહિત.
સિધાવ્યા=ગયા.
ગુલ્મ=પવનનો ગોટો.
પ્રેમમય=હેતથી ભરેલ.
સ્વહસ્તાક્ષર=પોતાના હાથના અક્ષર.
હૃદય=છાતી.
પાઠવતા=મોકલતા.
વિરહ=વિયોગથી પ્રીતિને લીધે થયેલું દુઃખ.
ચિત્ત=મન.
વર્ણ=અક્ષર.
ગારૂડી=જાદુગર.

સત્ પુરૂષ=સાચો પુરૂષ.
સતી મંડળ=સતીઓનું ટોળું.
ઉજ્વલ=ધોળું, સફેદ.
પરિહાસ=ગમત, ચેષ્ટા.
લાલસા=લાલચ, ઇચ્છા.
ગુપ્ત=છાનું.
કષ્ટ=દુઃખ.
પ્રેમાસક્ત=પ્રીતથી બંધાયેલ
દર્શનાભિલાષિ=દર્શનની આશા રાખનાર.
વિયોગાતુર=વિયોગથી પીડાતો.
સંયોગ=મેળાપ.
સમગ્ર=બધા.
પરિશ્રમ=મહેનત.
પરમદયાળ=મોટી દયાવાળા.
પરોપકારી=બીજાનું ભલું કરનાર
નિધાન=ઠેકાણું.
શુભોપમા=સારી ઉપમા.
વિરાજમાન=શોભાવાળા.
ફુરસદ=નવરાશ.
માન્ય=કબુલ.
અંગિકાર=સ્વીકાર.
સર્વદા=હમેશાં.
પ્રાર્થના=માગણી.
પ્રસંગ=વખત.
મુરબ્બી=વડીલ, મોટેરા.
કદરદાન=ગુણ જાણનાર.
નિગાહ=નજર.
જગદીશ્વર=પરમેશ્વર.
સેવક=સેવા કરનાર.
ઘટાર્થ=ઘટતું.
યથા પ્રતીત=જેમ ઘટે તેમ.
શુભસ્થાને=સારે ઠેકાણે.
પુજ્યારાધ્ય=પૂજવા અને યાદ કરવા લાયક.
લગ્ન=જોડાવું, વિવાહ.
શુભ=સારૂં.
મુહુરત=વખત.
માંગલીક=સારૂં.
સ્વર્ગવાસી=સ્વર્ગમાં રહેનાર.
માઠી=નઠારી=ખોટી.
કુદરત=ઈશ્વરી નિયમ.
અનેક=એકથી વધારે, ઘણા.

# ભાગ ૩ જો.

## રીપોર્ટ તથા અરજીઓ.

જાવક નં. લખવો. રીપોર્ટ.

(ગથાંળું) આજમ મહેરબાન. (જેના ઉપર કરવો હોય તેનું નામ અટક.) પછી આહીં તેનો હોદ્દો લખી સાહેબ બહાદૂર,

મુ. ગામનું નામ.

નમૃતા પૂર્વક વિનતિ કે,– (પછી પોતાને જે જે હકીકત લખવી હોય તે લખવી, અને છેવટે તારીખ, મહીનો, અને સન લખવા.)

(પછી નીચે લખનારે સહી કરવી.) ફલાણા ફલાણા (લખનાર) આહીં નીચે હોદો બાંધવો.

નમુનો. ૧ લો.

કા. વૈં. જા. નં. ૭૮ સને ૧૮૯૦–૯૧

આજમ મહેરબાન. હીરાદાસ કહાનદાસ ખુચ.

મુખ્ય કારભારી સાહેબ બહાદુર.

મુ. અમરાપુર.

નમૃતા પૂર્વક વિનતિકે,—સાહેબ અત્રેની ઓફીસનું મકાન રીપેર કર્યાં બે વરસ થઈ ગયાં છે. આસપાસની કેટલીક છો પણ ઉખડી જવાથી તેમાં રજ વગેરે એકઠી થાય છે. વળી માલણ જૂનું હોવાથી, કરોળીઆનાં જાળાં વગેરે બાઝી ગલીચી થાય છે. એટલા કારણથી કેટલુંક ખરચ કરી સમરાવવાની જરૂરછે. તપાસ કરી તેનું ખરટીમેંટ કરતાં રૂ૧૦૦) એક ખરચ થશે એમ લાગેછે. માટે મહે.

રવાની કરી તેટલું ખરચ કરવાની મંજુરી ફરમાવશો. કુલ ખરચ થઇ રહ્યા પછી વિગતવાર બીલ રજુ કરીશ. તા. ૧૫—૬—૯૦

હરિલાલ ગયાલાલ પંડયા.

કાનપુરના વહીવટદાર.

નમુનો ૨ જો.

જાવક નં. ૯૧ શને ૧૮૯૦—૯૧

મહેરબાન છગનલાલ મોતીલાલ શાહ

જીલ્લા માજીસ્ટ્રેટ સાહેબ.

મુ. બાવળા.

વડવાળાના મુનસફ જાફરમીયા કાજીમીયાંના માન પૂર્વક સલામ—દીગર મારા દીકરા નના મીયાંની શાદી આ આવતા વૈશાખ માસમાં કરવાની છે. જેથી મારે મારા વતનમાં જવાંની જરૂર છે. જો આ વખત ચુકાય તો પછી કામ લંબાઇ જાય તેમ છે. વળી હવે મુદત પણ થોડી રહી છે તો મહેરબાની કરી માસ એકની હકની રજા મંજુર કરવા કૃપા કરશો. હકની રજા ઉપર મારો ત્રણ માસનો હક છે. તે સાહેબ મહેરબાનને રોશન થાય. તા. ૧૮—૫—૯૦

જાફમીયાં કાજીમીયાં પઠાણ.

મુનસફ વડાળા.

કેળવણી ખાતાના અમલદારોને રજાને માટે રીપોર્ટ નહીં મોકલતાં પત્રકો મોકલવાં પડેછે. આવાં પત્રકો મુકરર કરેલાં છે. તેનાં આસન પુરતાં રજાનો હક ઉત્પન્ન થવાનું કારણ, અને તેવી જાતની કેટ કેટલી ક્યારે લજ્જત ભોગવવી તે પણ લખવું પડે છે.

## નમુનો ત્રીજો.

ગા. થા. જા. નં. ૧૦૨ સન ૧૮૯૦—૯૧

આજગ ગહેરબાન વાલાશાન. ચતુર્ભુજ
રાગજી યાજ્ઞિક સંસ્થાન રાગપુરના મુખ્ય
દિવાન સાહેબ બહાદૂર.

મુ. રાગપુર.

ગાન સાથે નમ્રતા પૂર્વક વિનતિ કે,—અત્રેનો બાવો રામદાસ અગરદાસ ગારી પાસે આવી એવું જાહેર કરેછે કે, પાસેના સરવૈયા નાગના ડુંગરમાં કેટલીક કીગતી ધાતુઓની ખાણો છે. તેનું બોલવું ખરૂં છે કે ખોટું તેની કસોટી કરતાં કાંઇક સત્યતા હોય એગ આભાસ થાય છે. ગાટે જો નાગદારની ગરજી હોયતો તે બતાવે તે ઠેકાણે ખોદાવી કાંઈ તપાસ કરૂં. તો કૃપાની રાહે ગરજીરૂપ હુકમ ફરગાવશો. કે તે મુજબ સેવક અગલ કરે. તા. ૧૭–૨–૯૦.

મોહનદાસ વનગાળી પારેખ.

ગહાલ ગાલપુરાના થાણદાર.

### યાદી.

જા. નં. ૧૧ સને ૧૮૯૦–૯૧

યાદી આજગ અગરાપુરના મુખ્ય કારભારી સાહેબ તરફ.
અજતર્ફે ગજકુર સંસ્થાનના સરવે સુપ્રીન્ટેન્ડન્ટ તરફથી
મોકલવાની એવી જે,—

એ પ્રગાણે ગથાળું બાંધીને પછી નીચે જે હકીકત લખવી હોય તે લખવાગાં આવે છે. પછી છેવટ તારીખ નાંખી નીચે સહી કરી હોદો બંધાય છે.

## રાજીનામું.

મહેરબાન ફલાણા ફલાણા ભટ્ટ.
ફલાણા પ્રાંતના. ડે. એ. ઇન્સ્પેકટર
સા. બાહાદુર.

મુ. ફલાણા.

નમ્રતા પૂર્વક વિનતિ કે,—સાહેબ આ ખાતામાં નોકરી કરતાં મને દશ વર્ષ થયાં છતાં સરકારી કામમાં મેં કોઇ પણ રીતે કસુર કરી કહેવરાવ્યું નથી. પણ હાલ મારા શરીરની અશકિતને લીધે હવે મારાથી આ નોકરી બની શકે તેમ નથી. જેથી કોઇ બીજો બની શકે તેવો ધંધો પકડવાની મને ફરજ પડતાં, હું મારી આ નોકરીનું રાજી નામું આપુછું. તો કૃપા કરી તે મંજુર કરાવશો. મારી ઉપર કોઇ પણ જાતના ગુન્હાનો આરોપ છે નહીં. તેમ કોઇ પણ જાતનું સરકારનું કરજ પણ મારે માથે નથી. તે આપ સાહેબને રોશન કરૂંછું.

તારીખ ૧૭-૪-૫૦. હરિરામ પરમાનંદ ભટ્ટ.
ફલાણાની સ. ગુ. નિશાળના મહેતાજી.

## મુખ્તારનામાં.

કોઇ ફોજદારી કેશમાં, કોર્ટમાં મુખ્તારનામુ રજુ કરવું હોય તો.

(૧) સંસ્થાન (સંસ્થાનનું નામ) ની જીલ્લા અદાલતમાં.

હું અરજદાર ગુન્હા નંબર (નંબર લખવો) ના સંબંધમાં અરજ કરૂંછું કે,—મારા તરફથી કામ ચલાવવા ફલાણા ગામના રહીશ ફલાણા ફલાણાને આ લેખથી કાયદેસર અખતીઆર આપી

મુખ્તાર નીમું છું. તો તે જે કામ કરશે તે મારે કબૂલ મંજુર
છે. તારીખ—

મુખ્તારનામુ આપનારે સહી કરવી.

આ મુખ્તયાર પત્ર મારે કબૂલ મંજૂર છે.

મુખ્તારનામુ લેનારે સહી કરવી.

---

(૨) દીવાની કેશમાં મુખ્તારનામું.

પ્રથમ આ જગ્યોએ ફલાણી કોર્ટમાં. એમ લખવું.

મુકરદમા નંબર (નંબર લખવો)

ફલાણા ફલાણા જોશી, રહેવાશી. }
ફલાણા ગામના. } વાદી.

વિરૂદ્ધ.

ફલાણા ફલાણા પટેલ રહેવાશી. } પ્રતીવાદી.
ફલાણા ગામના. }

દાવાનો આંક રૂ. (જે હોય તે)

હું વાદી (અથવા પ્રતિવાદી મુખ્તારનામું આપતો હોય તો.)
પ્રતિવાદી (નામ લખવું) અરજ કરૂંછું કે,—

આ કામમાં મારા તરફથી હાજર રહી કામ ચલાવવા ફલાણા
ગામના રહેનાર ફલાણા ફલાણાને આ લેખથી કાયદેસર અખતીઆર
આપી મુખ્તાર નીમું છું. તો તે જે કામ કરશે તે મારે કબૂલ મં-
જુર છે. એજ અરજ તારીખ.

મુખ્તારનામુ આપનાર સહી કરવી.

આ મુખ્તાર પત્ર મારે કબૂલ મંજુર છે.

મુખ્તારનામું લેનારની સહી કરવી.

---

## (૩) કુલ મુખત્યારનામું.

હું નીચે સહી કરનાર ફલાણા ફલાણા જ્ઞાતે દશા શ્રીમાળી વાણીઓ રહેનાર ફલાણા ગામનો. આ ઉપરથી બંધાઉંછું કે,— મારા તરફથી કોઈપણ ન્યાયની કોર્ટમાં કે સરકારી દફતરે જેમ હું હાજર હોઉં ને જે કાંઇ કામ કરી શકું તે કરવા, તથા મારા તરફનો બીજા લોકો સાથે જે કાંઇ સંબંધ લેવા દેવા તથા વેપાર વગેરેમાં જેમ હું જાતે કરી શકું તેવી રીતે કરવા, તથા હરકોઇ કાગળો લખવા તથા લખીને દેવા, અગર રજુ કરવા, તથા તેમાં સહી કરવા, વગેરે તમામ કામ કરવાં, જેવી રીતે હું જાતે કરી શકું તેવીજ રીતે કરવા, આ લેખ ઉપરથી ફલાણા ફલાણા દવે. રહેનાર ફલાણા ગામનાને અખતીઆર આપી મારો કાયદેસર કુલ મુખત્યાર નીમું છું. તો તે મારી તરફથી જે કાંઈ કામ કરશે તે મારે કબૂલ મંજુર છે, અને જ્યાં લગી કાયદેસર રીતે આ કુલ મુખત્યાર નામું હું રદ ન કરૂં, ત્યાં લગી આ કૂલ મુખત્યારનામું કાયમ છે, અને તેનો અમલ કોઇ પણ કામને સંબધે મારાં જાતે કર્યું હોય તેટલો અમલ થશે. તારીખ.

મુખત્યારનામુ આપનારની સહી.

આ સહી સાક્ષી મારી રૂબરૂ કરેલી છે. ૧ સાક્ષી

અધિકારીની સહી. ૧ બીજો સાક્ષી.

હોદો. દસ્કત ફલાણા ફલાણા.

---

# અરજીઓ.

(૧) કોઈ રજપૂત રાજા ઉપર કરવી હોય તો.

(મથાળું) નામદાર, અખંડ પ્રૌઢ પ્રતાપ, ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ, મહારાજા ધિરાજ (રાજાનું નામ) પછી ઈલ્કાબ હોય તે લખવો. સાહેબ બહાદુર.

અરજદાર ફલાણા ફલાણાના ઘણીજ નમ્રતાથી સાષ્ટાંગ દંડવત પ્રણામ આપની પવિત્ર સેવામાં માન્ય કરશો.

નામદાર સાહેબ,— (પછી પોતાને જે કાંઈ લખવાનું હોયતે લખવું અને છેવટ તારીખ નાખવી. પછી નીચે લખનારે પોતે સહી કરવી.)

---

## (૨) મુસલમાન રાજા ઉપર અરજ કરવાની રીત.

નવાબ સાહેબ ઉપર.

(મથાળું) ખુદાવિંદ ખુદાએગાન, ફેજબક્ષ ફેજરશાન, આલી નવાબ ગરીબ પરવર સલામત, નવાબ સાહેબ શ્રી, સર બહાદુરખાનજી બાહાદુર દામ એકબાલહુ સંસ્થાન જૂનાગઢ.

અરજદાર કમતરીન ફીદવી ફલાણા ફલાણાની આદબ સહીત કુરનશ.

ગરીબ પરવર,— (પછી પોતાને જે અરજ કરવી હોય તે લખવું અને છેવટ તારીખ નાંખી સહી કરવી.)

---

## ૩ ગાયકવાડ સરકારને અરજ કરવી હોય તો.

(મથાળું) શ્રીમંત સરકાર ગાયકવાડ સેના ખાસખેલ સમશેર બહાદુર. શીયાજીરાવ મહારાજ. ૫-રજંદે ખાસ એદોલત ઈંગ્લીશિયા. સંસ્થાન વડોદરા.

જનાબમાં અરજદાર ફીદવી. ફલાણા ફલાણા.

ગરીબ પરવર,- (પછી જે અરજ કરવી હોય તે લખવું. અને છેવટ તારીખ નાંખી સહી કરવી)

---

## (૪) પોલીટીકલ એજંટને અરજ કરવી હોયતો.

(મથાળું) આજમ અકરમ વાલાશાને મહેરબાન(અહીં એ-જંટનું નામ લખવું.) સાહેબ બાહાદુરની ખાસ હજુરમાં.

જનાબમા અરજદાર ફલાણા ફલાણા.

સાહેબ,—(પછી પોતાને જે હકીકત લખવી હોય તે લખી, છેવટ તારીખ નાંખી નીચે સહી કરવી.)

---

## (૫) મુંબઇ ગવરમેંટમાં અરજ કરવી હોયતો,—

[મથાળું] ખુદાવિંદ બંદેગાન આલી નવાબ મુસ્તેતબા હજરત ધી રાઇટ આનરેબલ સર હેરીસ ગવરનર સાહેબ અને દર ઈઝલાસ કોંશીલ.

ના સર નશીન સાહેબ બહાદુરની આલી
જનાબમાં. જંજીરે મુંબાઇ.

અરજદાર કાઠિઆવાડ દક્ષિણ વિભાગ તાબે રાજ્યસ્થાન (અમુક) તાબાના મોજે (અમુક ગામ અથવા ગામોનાં નામ લખવાં)ના મૂળ ગરાશીઆ (અથવા જે હોય તે લખવું) અમુક અમુકની પોકારની સાથે અરજ એ છે કે,- (એપ્રમાણે લખી પછી જે અરજ કરવી હોય તે લખવું. છેવટ તારીખ નાંખી નીચે દરજ્જા સાથે સહી કરવી.)

——oo——

**[૬] પોતાના ઉપરી અધિકારી કે કોઇ હોદ્દેદારને અરજ કરવી હોય, તો તેની રીત પ્રથમ બતાવેલા રીપોર્ટોના જેવીજ છે. માટે અત્રે આપી નથી.**

——

## ન્યાયની કોર્ટોમાં અપાતી અરજો.

### (૧) ફોજદારી કામની અરજી.

મે. ફર્સ્ટ ક્લાસ માજીસ્ટ્રેટ સાહેબની હજુરમાં.

હું અરજદાર (અરજ કરનારનું નામ તથા અટક લખવી). રહેનાર (ગામનું નામ લખવું) તે ઘણી નમ્રતાથી અરજ કરૂછું કે- ફલાણા ફલાણા રહેનાર ફલાણા ગામના, ઉપર હું નીચેના ગુન્હાની ફરીયાદ કરૂં છું. (અહીં ચોરી, કે સાપરાધ પ્રવેશ વગેરે જે ગુન્હાની ફરીયાદ કરવી હોય તે ગુન્હાનું નામ તથા બીના લખવી.) અંદર હકીકતમાં રૂપ ઉપરથી જે લાગુ પડે તે ગુન્હા.

હકીકત એવી છે કે,—(સદરહુ ગુન્હા જે સ્થળે, જે વખતે,

જેવી રીતે વગેરે જે હકીકત બની હોય તે હકીકત લખવી ) તો મારી આ અરજ નીમામાં લઇ ઉપરના ગુન્હાઓ બાબતની મારી આ ફરીયાદને માટે તેને માથે કેશ ચલાવી યોગ્ય શિક્ષાએ પહોંચાડવા કૃપા કરશો. આ સંબંધે જે કાંઈ પુરાવો જોઈશે તે રજુ કરવા તૈયાર છું એજ અરજ. તારીખ.

જે માણસ અરજી કરે તેની સહી.

લખનાર તથા ઘડનારની સહી.

---

## (૨) દીવાની કામની દાવા અરજી.

અમુક ગામની દીવાની કોર્ટમાં.

| | |
|---|---|
| અરજ કરનારનું નામ, બાપનું નામ<br>જાત, ઉંમર, તથા ગામ. | વાદી. |

વિરૂદ્ધ.

| | |
|---|---|
| સામાવાળાનું નામ, બાપનું નામ.<br>જાત, ઉંમર તથા ગામ. | પ્રતિવાદી. |

દાવો રૂ (રકમ લખવી.)

હું વાદી અરજ કરૂં છું કે,—

સદરહુ પ્રતિવાદી પાસે સંવત (શાલ લખવી.) ના માસ (મહિનાનું નામ.) ની (તિથિ તથા વારનું નામ લખવું) ની મિતિના તેના લખી આપેલ દસ્તાવેજને આધારે વ્યાજ સુદ્ધાંત રૂપિઆ (રકમ લખવી.) ની રકમ માગું. તેની વિગત.

ખતની રૂઇએ મુદ્દલ રૂપિઆ... ... ... ...૨૦૦૦

વ્યાજના રૂપિઆ... ... ... ... ... ... ૫૦૦

કુલ રૂ ૨૫૦૦

તેમાંથી વસુલ રૂપિઆ... ... ... ... ...૧૦૦૦

નીકળી લેણા રૂ. ૧૫૦૦

એ રીતે પ્રતિવાદી પાસે રૂપિઆ ૧૫૦૦) માગું છું. તે એક-થી વધારે વખત ઉઘરાણી કર્યા છતાં, આપતો નથી. માટે આ દા-વાના ખર્ચ સુદ્ધાંત, તેની જાત અને મિલ્કત ઉપરથી વસુલ અપા-વવાનું હુકમનામું કરી દેવા મહેરબાની કરશો. દાવાવાળા દસ્તાવેજ-ની નકલ આ સાથે રજુ રાખું છું. દાવાનું કારણ (કરારની શાલ તારીખ વગેરે લખવું.) તારીખે ઉત્પન્ન થયું છે. એજ અરજ. તારીખ.

આખી લીટીમાં વાદીની સહી.

હું વાદી ઇકરાર કરૂં છું કે,—આ અરજીમાં લખી વાત મારા જાણવા, તથા માનવા, મુજબ ખરી છે. તારીખ.

આખી લીટીમાં વાદીની સહી.

લખનાર ઘડનારની સહી.

દીવાની કામમાં અપીલ સિવાય જેટલી અરજો લખવામાં આવે તેનું મથાળું તો દાવા અરજીના મથાળા પ્રમાણેજ થાય છે.

---

## [૩] દાવા અરજીમાં પ્રતિવાદીઓનો જવાબ.

ફલાણા ગામની દીવાની કોર્ટમાં.

મુકરદમા નંબર. (નંબર લખવો.)

| | |
|---|---|
| અરજ કરનારનું નામ ઠામ વગેરે લખવાં. | વાદી. |

વિરૂદ્ધ.

| | |
|---|---|
| સામા વાળા એટલે પોતાનાં નામ ઠામ વગેરે લખવાં. | પ્રતીવાદી. |

દાવો રૂ (રકમ લખવી)

હું પ્રતિ વાદી નંબર (નંબર લખવો) ના વાદીના દાવાના જવાબમાં અરજ કરૂંછું કે,—

(જે જે જવાબ આપવો હોય તે કારણ સહીત કલમ વાર લખવો. અને છેવટ તારીખ નાંખી નીચે સહી કરવી).

---

## ૪ અપીલ દીવાની કામમાં.

સ્વચાંન ફલાણાની નામદાર કોર્ટમાં.

| | |
|---|---|
| અપીલ કરનારનું નામ ઠામ ગામ વગેરે લખવું. (મુલ પ્રતિવાદી.) | અપેલેંટ. |

વિરૂદ્ધ.

| | |
|---|---|
| વાદીનું નામ, જાત, અડક, ગામ વગેરે (મુળ વાદી.) | રીસ્પોન્ડેન્ટ. |

**દીવાની કોર્ટના મુકદમા નંબર ફલાણામાં થએલો ઠરાવ રદ કરવા બાબત.**

**હું નથાળે લખેલો અપેલેંટ ઘણી નમ્રતાથી અરજ કરૂં છું કે,—અાજમ ફલાણી દીવાની કોર્ટના મે. મુનસફ સાહેબે, તારીખ**

પ્રણાણીના રોજ અમારી વિરૂદ્ધ કરેલ ઠરાવથી નારાજ થઈ, થએલ ઠરાવની ખરી નકલ આ સાથે સામેલ રાખી, આ અપીલ કરવા રજા માગુ છું,—

(પછી અપીલ કરવાનાં જે જે કારણો હોય તે કલમ વાર લખવાં. છેવટ તારીખ નાંખવી.)

અપેલેંટની સહી.

લખનાર ઘડનારની સહી.

---

આજમ=મોટા

ગહેરબાન=દયાવાળા

હેદ્દો=અધિકારની જગ્યા

મુખ્ય=સર્વથી મોટા

રિપોર=રમુ નમુ

ગલીચી=ગંદવાડ

ઇરટીમેન્ટ=કીંમતનો અડસટ્ટો

માજીસ્ટ્રેટ=ફોજદારી કામમાં ન્યાય કરનાર

મુનસફ=ન્યાય કરનાર

મુદત=વખત

સત્યતા=સાચાપણું

સરવે સુપ્રીન્ટેન્ડેન્ટ=માપણી ખાતાના તપાસનાર.

અશક્તિ=નબળાઇ

રાજીનામું=ખુશીથી લખી આપેલુ

મુખ્તાર નામું=પોતાને બદલે કામ કરવાનો હક આપવાનું દસ્તાવેજ.

અદાલત=ન્યાયની કોર્ટ

વાદી=બોલનાર, અરજ કરનાર

પ્રતિવાદી=સામો બોલનાર, સામાવાળો

વિરૂદ્ધ=સામું

પ્રતિપાળ=પાળનાર

મહારાજાધિરાજ=મોટા રાજાઓના પણ રાજા

શ્રીમંત=શોભાવાળા, કે લક્ષ્મી-
વાળા
દાવો=હકની માગણી
ઉત્પન્ન=પેદા
ઈકરાર=કબુલાત
ગિલ્કત=પૈસો ટકો
અપેલેંટ=અપીલ કરનાર
રીસ્પોન્ડેન્ટ=અપીલનો સામા વા-
ળો.
મુકદમો=કેશ
સર=સાહેબ
સેના ખાસ ખેલ=સેનાને રમાડનાર
સમશેર બહાદૂર=તરવારના બ-
હાદૂર
ગરીબ પરવર=ગરીબની પરવર-
શી કરનાર, દીનદયાળ
સલાગત=આબાદ
ફગતરીન=ઘણોજ તાબેદાર
ફીદવી=સેવા કરનાર નોકર
અદબ=વિવેક સહિત
કુરનાશ=ઘણીજ નમ્રતાવાળી સ-
લામ
અખંડ=આખું.
પ્રૌઢ=મોટું
પ્રતાપ=યશ, કીર્તિ, શક્તિ વગેરે
ગૌ=ગાય
કોર્ટ=ન્યાય કરવાની જગ્યા.
ન્યાય=ઇનસાફ
ફરસ્ટકલાસ=પેલો કલાસ



# ભાગ ૪ થો.

## "ઘરેણાઉ ખત."

સંવત્ ૧૯૪૬ ના વર્ષે અશાડ સુદ ૫ વાર સોમે શા. ભવા-નીદાસ તાપીદાસ જાતે કણબી વાણિયા રહેવાશી બંદર ઘોઘાના જોગ લી. દેશી ભીમજી મોરારજી જાતે પોરવાળ વાણિયા રહેવાશી ઘોઘા બંદરના જત તમારી પાસેથી રૂપિઆ ૪૫૦) અંકે ચારસો પચાસ

પુરા રોકડા લીધા છે. એને પેટે અમારૂં ઘર એક બાપુકું મજકુર ગામના નાગરવાડા મધ્યે ઓઝા. મનસુખરામ આદીતરામના ઘર-ની પાસે છે તે તમોને ઘરેણે આપ્યું છે. એ ઘર ઉત્તર દક્ષિણ લાંબુ ગજ ૧૨ અને પૂર્વ પશ્ચિમ પહોળું ગજ ૧૦ છે. એ ઘરની ચાર દિશાની વિગત. પુર્વ દિશાએ એ ઘરની ચાલતું બાર રાજ માર્ગમાં પડે છે. પશ્ચિમ દિશાએ પછીત ભાટ દેવજી પ્રેમજીના ફળીયામાં પડે છે. ઉત્તર દિશાએ કરો રાજમાર્ગમાં છે. તેમાં બારી તથા જાળીયાં છે. દક્ષિણ દિશાએ દેશાઇ પરભુલાલ મોતીલાલનું ઘર છે. તે વચ્ચેનો કરો બંનેનો મજમું છે એ ચતુર્દિ પ્રમાણે પછી-તથી તે આગલા બાર સુધી હેઠળ ઉપર બધું ઘરેણે આપ્યું છે. એ ઘરમાં તમો પોતે રહો કે બીજાને ત્યાં ઘરેણે મૂકો, અગર ત-મારૂં મન માને તેમ કરો. એ ઘર ભાગ્યું તુટયું તથા નળીયાંની ખોટ અમારે માથે છે. મલામણી તમારે માથે છે. એ ઘરની બોલી વરસ ૧૦ દશની કરી છે. એ પુરી થયે રૂપિયા આપીએ ત્યારે અમારો દાવો; ત્યાં સુધી અમારો દાવો નહીં. એ ઘરનું ભાડું નહીં ને રૂપિયાનું વ્યાજ નહીં. એ ઘર ઉપર કોઇ દાવો કરે તેનો જવાબ અમો દઇએ. આ દસ્તાવેજ અમે અમારી રાજીખુશીથી તથા અ-કક્લ હુશીઆરીથી મિજાજ કાયમ રાખી લખી આપ્યું છે, તે અ-મોને તથા અમારા વારસ વકીલોને કબુલ મંજુર છે.

સહી.

અત્ર ________ મતું      તત્ર ________ શાખ

દોશી. ભીમજી મોરારજી ઉ-      ૧ શા. કેશવજી ગંગાદાસની

પર લખ્યા પ્રમાણે સહી શાખ. ધણી બેહજુર
૧. શોની. દામજી પરશોતમની
શાખ ધણી બેહજુર.

## વેચાણ ખત.

સંવત્ ૧૯૪૬ ના ભાદરવા વદી ૧૧ બુધવાર. ખરીદદાર શેઠ જગન્નાદાસ ત્રીભોવનદાસ. જ્ઞાતે કપોળ વાણિયા. જોગ લી. વેચનાર મેમણ હાજી મામદ જુમા રહેવાસી દેલવાડા બંદરના. જત અગારૂં ઘર ૧ દેલવાડા મધે છે તે રૂ ૧૫૦૧) અંકે પંદરસેં એક પુરા લઇ તમોને વેચાતું આપ્યું છે. તે ઘરની લંબાઇ ઉત્તર દક્ષિણ હાથ ૩૦ તથા પૂર્વ પશ્ચિમમં હાથ ૨૦ છે એ ઘરની ચારે દિશાની વીગત. પૂર્વ દિશાએ શા. જગન્નાદાસ ગોકુલદાસની પછીત સદરહુ ઘરના ખાળની પાછળ પડે છે. પશ્ચિમ દિશાએ બાર આવેલું છે તે રાજમાર્ગ પર પડે છે. ઉતર દિશાએ જમીનનો ખાલી ભાગ સરકારી રાજમાર્ગનો ચાલે છે. દક્ષિણ દિશાએ ગજમું ભીંત શા. રગનાથદાસ પુરષોતમદાસની છે. ઘર બે ઉપર અગાશી છે તેનો ખાળ શા. જગન્નાદાસ ગોકુલદાસની પછીતમાં પડેછે, તથા રસોડાનો ખાળ પણ ત્યાં પડેછે. વરસાદના પાણીનો નીકાલ અગાશીમાંથી રાજ માર્ગમાં જાયછે. એ ચતુર્ષિ પ્રમાણે અગારૂં આખું ઘર તમોને વેચાતું આપ્યું છે. તે ઉપર અગારો કશો દર દાવો રહ્યો નથી. અઘરામ નદાવા કરેલ છે. ગજકુરં ઘર બાબત તેનો કોઇ દાવો કરે તો તેના જોખમદાર અમે છઇએ. સરકારનું રજીષ્ટર તથા બીજું સરવે કામ તે તમારે માથે છે. આ ખત અમે અમારી ખુ-

રીતી લખીઆપ્યું છે, તે અમારા વારસ વકીલોને કબૂલ મંજુંર છે સહી.

આત્ર ——— મતું          તત ——— સાખ.

મેમણ હાજી મામદ જુ-          ૧ ભટ નારણજી શંકરની શાખ.
માનું મતું ઉપર લખ્યા          ૧ શા. નરશી જાદવજીની શાખ.
પ્રમાણે સહી.          ૧ પાઠક અનંતરય પ્રભુલાલની શાખ.

## દરબારી જમીન વેચાણનો લેખ.

નંબર ૧૨૪૮૦

મહારાણા શ્રી, અગર શ્રી સરકાર, સંસ્થાન શ્રી, દરબાર. વી. ફલાણા ગામના રહીશ જોસી કેશવજી હરજીવન જત તમોને આ લેખ હજુર કોરટના નંબર ૭૧ તા. ૧૦—૯—૯૦ ના ફરમાનથી લખી આપનામાં આવે છે. કે સ્વસ્થાન મુજકુરમાં માળીવાડાની દરબારી પડતર જમીન જે કે પાઠક સોમેશ્વર હરદેવને વેચાણ આપેલ જગ્યોથી દક્ષીણુદી તરફના લોટ માંહેની જમીન હાથ ૭૭૭॥ સાતસેં પોણી અઠોતેર અઘાટ લેવા માગણી કરતાં છેંવટની માગણીથી નીચે લખ્યા મુજબ જગ્યો આપવામાં આવી. તેના બરત તથા ખુટની વીગત.

" પૂર્વ તરફ લાંબી હાથ ૩૦॥ છે તે તરપ રસ્તો છે.
" પશ્ચિમ તરફ લાંબી હાથ ૩૦ાં છે તે તરફ દરબારી પડતર જમીન છે;
" ઉતરીદી તરફ હાથ ૨૬॥ છે તે તરફ પાઠક સોમેશ્વર હરદેવનું ઘર છે.

" દક્ષીણાદી તરફ હાથ ૨૪ા છે તે તરફ દરબારી ઘર તેમાં
ગાળી ગીગા ભાવા રહે છે.

એ ચાર ખુંટ વચેની જમીન છે. તેનો ગુણાકાર કરતાં કુલ ચોરસ હાથ ૭૭૭ાા છે. પ્રત હાથ ૧ ના રૂ. ૦—૧૨—૦ લેખે કુલ રૂપીઆ ૫૮૩—૫—૦ અંકે પાનસો ત્રાસી રૂપિઆ પાંચ આંના તથા રૂ. ૨—૦—૦ લેખ સહીના મળીને કુલ રૂ. ૫૮૫—૫—૦ પાનસો પંચાસી પાંચ આના લઈ, ઉપર લખી જમીન આઘાટ ગામ શીરસ્તે આપી છે. તેમાં ગમે તેવી ઇમારત કરી તમે તથા તમારા વંશ વારસદારી હોય તે સુખરૂપે વાપરજો, ભોગવજો તથા ઉપર લખી જગ્યોમાં એક વખતને માટે યોગ્ય જગ્યોએ બારી બારણાં મૂકશો તેની ફી લીધામાં આવશે નહીં. તે બાબતમાં તમને દરબાર શ્રી તરફથી કોઇ પ્રકારે મુઝાયેગ થશે નહીં. સંવત ૧૯૪૬ના ભાદરવા સુદી ૨ વાર સોમ તા: ૧૬ મી સપ્ટેમ્બર સને ૧૮૯૦

રજુ પલાણુ ફલાણુ, સહી
કારકુન. કારભારી.

( ) સ્વસ્થાન અમર દરબાર.

## ભાડા નામું.

સંવત્ ૧૯૪૬ ના વર્ષે ભાદરવા વદી ૫ સોમવાર શા. કરશનદાસ પ્રાણજીવનદાસ, જોગ. લી. ગાંધી કહાનદાસ વલ્લભદાસ જત અમારી દુકાન ૧ એક મુંબઇ મધ્યે ખલાસી ચકલામાં ભોળા જુગાસકુરની દુકાનની જોડમાં છે, તે તમને કુલ ભાડે આપી છે. તેનું ભાડું વરસ ૧)ના રૂ. ૧૨૫) અંકે એકસો પચીશ ચઢે છે.

તેની બાંધી વરસ ત્રણની કરી છે. ત્યાં સુધી અમારાથીં દુકાન ખાલી કરાવાય નહીં. તે દુકાનનું ભાડું વરસો વરસ ચઢે ચઢયું લઇએ. સહી.

| અત્ર ______ મતુ | તત્ર ______ શાખ |
|---|---|
| ૧ ગાંધી કહાનદાસ વલભદાસ. મતુ ઉપર લખ્યા પ્રમાણે સહી. | ૧ શા. પ્રાણજીવનદસ ગોકુળદાસની શાખ. |
| | ૧ વોરા અબ્દલ્લા પીરંમનની શાખ. |

## ખેડુ લોકોનાં ખત.

સંવત્ ૧૯૪૬ ના વર્ષે અષાડ વદી ૮ વાર બુધે. શા. અમરસી દામોદર જોગ લી. પટેલ વીજાનંદ ગીગા. રહેવાશી મોજે શીગર બંદરના જત તમારી પાસેથી રૂ. ૨૦૦) અંકે બસો પુરા રોકડા લીધા છે. તેનું વ્યાજ માસ ૧ એકે શત ટકા ૧ લેખે ચઢે સહી. તેને પેટે અમારૂં ઘર ૧ રેણુકનું પટેલ આતમારામ પ્રામજીના ફળીયામાં છે, તે તથા બળદ નંગ બે. રાજીયા, તથા ભેંસ ૧ ખડાઇ, એ રીતે તમને રૂપિયાને પેટે માંડી આપ્યું છે. આ રૂપિયા અમે અમારા દીકરાના વીવા કરવા સારૂ લીધા છે. તો આવતી સાલનો આગતરથી તે પાછતર સુધીનો જે માલ થાય તે તમારે ત્યાં ભરવો છે. તેમાં તફાવત કરવી નથી. જ્યારે તમારા રૂપિયા ભરી પામીએ ત્યારે અમારો ઉપર લખેલો બાબ તમારા હવાલામાંથી છુટે. ત્યાં સુધી અમારાથી એ બાબ કોઈને ત્યાં ગીરવી મૂકી શકાય નહીં. આ દસ્તાવેજ અમે અમારી રાજી ખુશીથી તથા અકકલ હુશિઆરીથી મિજાજ કાયમ રાખી લખી આપ્યું છે તે કબુલ મંજુર છે.

દી. ગો. સુંદરજી ભગવાન તે પટેલ વીજાણુંદ ગીગાના કહેવાથી.

અત્ર ——— મતુ

૧ પટેલ વીજાણુંદ ગીગાનું મતુ ઉપર લખ્યા પ્રમાણે સહી છે.

૧ આ એધાણુ ધણીના હાથનું છે.

તત્ર ——— શાખ

૧ મેહેતા ભાઇશંકર શંભુલાલની શાખ.

૧ પટેલ પ્રેમજી નારણજીની શાખ.

## વારસ નામું.

સંવત ૧૯૪૬ ના વર્ષે માગસર સુદ ૬ વાર બુધે. શા આણંદજી મોરારજી જ્ઞાતે કપોળ વાણિયા ધંધો નેસ્તીનો. જોગ લી. શા. નથુભાઇ હરખા જ્ઞાતે કપોળ વાણિયા. જત હું મારી રાજી રજાવંદીથી કબુલ કરૂં છું કે મારે કાંઇ સંતાન નથી, માટે તમો અમારા ભત્રિજા છો, ને તમોને અમોએ અમારા વારસ કર્યાછે. તે અમારૂં ઘર એક નવાપરામાં છે જે મધ્યે અમો રહીયે છીયે તે, તથા અમારૂં ઘરેણું ગાંઠું તથા લૂગડાં લતાં પેટી પટારા, તથા દર દસ્તાવેજ, તથા રાચ રચીલું અને જેટલી મીલકત અમારા વડીલોપાર્જીત હતી તે બધી તમને સોંપીને તમને વારસ કર્યા છે, ને તમારે અમને જીવતાં પાળવાં ને મુએથી અમારી ઉત્તર ક્રિયા કરીને અમને દેવલોક પોચાડવાં એવા કરારથી અમે અમારી રાજી ખુશીથી તથા અક્કલ હોંશીઆરીથી આ વારસનામું લખીઆપ્યું છે તે અમારે કબૂલ મંજુર છે સહી.

અત્ર ——— ——— મતુ

શા. નથુભાઇ હરખાતું, મતુ ઉપર લખ્યા પ્રમાણે સહી.

તત્ર ——— શાખ.

૧ શા. નાગરદાસ માધવદાસની શાખ ધણી બેહજુર.

૧ મેતા. કાલીદાસ પરભુદાસની શાખ ધણી બેહજુર.

## અંગ ઉધાર ખત.

સંવત ૧૯૪૬ ના વર્ષે મહા સુદ ૨ વાર ભોમે શા. મનજી કેશવજી. જોગ લી. લુવાર હરજી રામજી. જત તમારી પાસેથી રૂ. ૫૦) આંકે પચાસ પુરા રોકડા લીધા છે. તેનું વ્યાજ માસ ૧ એકે સત એકે ટકા ૦।।। આંકે રામ બાર લેખે ચઢે સહી તેનું વ્યાજ દર વરસે ચઢે ચઢયું દેવું છે. એ રૂપિયા માગો ત્યારે રોકડા દેવા છે. આ ખત અમે અમારી રાજી ખુશીથી તથા અકલ હુશિઆરીથી મિજાજ કાયમ રાખી લખી આપ્યું છે તે અમે તથા અમારા વારસ વહીલોને કબુલ મંજુર છે. સહી.

અત્ર ——— મતુ

૧ લી. લુવાર હરજી રામજી મતુ ઉપર લખ્યા પ્રમાણે સહીછે. દા. લુવાર જાદવજી પ્રેમજી.

તત્ર ——— સાખ.

૧ દોસી. પ્રેમચંદ હરખચંદની શાખ.

૧ મેહેતા નાગરદાશ ભગવાનદાસની શાખ.

## "દાગીના ઉપર ખત."

સંવત ૧૯૪૬ નાં વર્ષે પોસ વદી ૮ વાર ગુરૂ શા. ભગવાનદાસ નથુભાઇ જોગ લી. સુતાર ગોવરધન પ્રેમજી. જત તમારી

પાસેથી રૂ. ૩૦૦) આંકે ત્રણસો પુરા રોકડા લીધા છે. તેનું વ્યાજ માસ ૧ એક શત એકે ટકા ૦ાા અરધા લેખે ચઢે સહી. તેને પેટે દાગીનામાં હેમનો વેઢ ૧ તોલા ૩ાા–૨ સાડાત્રણ બે વાલ, તથા હીરાકંઠી ૧ હેમની તોલા ૯ાા સાડાનવની, તથા કડાં જોડ ૧ હેમનાં તોલા. ૫ા.—૬. સવાપાંચ છ વાલ. એ રીતે દાગીના ત્રણ થઈ કુલ તોલા ૧૮ાા ને આશરે છે. તેનું વ્યાજ દર વરસે ચઢે ચઢ્યું દેવું છે. તેમાં તફાવત કરવી નથી. વખતે અગારાથી વ્યાજ ભરી ન શકાય તો ત્રણ વરસે ઘરેણુ ઘરેણુવટ છે. એ લખ્યું સહી.

| અત્ર ——— ——— મતુ | તત્ર ——— ——— શાખ. |
|---|---|
| ૧ લી. સુતાર ગોવરધન પ્રેમજી ઉપર લખ્યા પ્રમાણે સહીછે દા. પો. | ૧ શા. ગોપાળજી અગરશીની શાખ. |
| | ૧ જોસી. પુરષોતમ નાગજીની શાખ. |

## વસિયતનામું.

હું છોટાલાલ ન્યાલચંદ ગ્નાતે નાગર વાણિયો. ઉમર વર્ષ (૬૫) પાંસેઠ. રહેવાશી સુરત બંદરનો. હું મારૂં આ છેલું (વીલ) વસિયતનામું મારી જીંદગીની આજારીપણાની આખર અવસ્થામાં કરૂં છું કે પાછળ મારા ચોકસ નીમેલા વારસને કોઇ સાથે તકરાર ન પડે. મારી પુંજીનો આંકડો હાલ નીચે પ્રમાણે છે. તે પંચને સોંપેલી રકમની વ્યવસ્થા કરવાની વીગત.

૨૦૦૦) ઘર ૧ એક સુરતમા ગોપીપરાની છીપવાડમાં શા. વીજભુખણદાસ રામદાસના ઘરની જોડમાં રહેવાનું રૂ. ૨૦૦૦).

ને આશરે છે.

૧૦૦૦૦) ઘરનો માળો ૧ મુંબઈ મધ્યે કાળકા દેવીના રસ્તા ઉપ-
 ર મારવાડી શીવલાલ મોતીલાલની સામે છે તેની કી-
 મત રૂ. ૧૦૦૦૦) ને આશરે છે.

૫૦૦૦) દુકાન એક મુંબઈ મધ્યે મારવાડી બજારમાં મોતીશાની
 ચાલીમાં. શા. ઝવેરીલાલ શાકરલાલ ઝવેરીને ભાડે આપી
 છે તેની કીમત રૂ૫૦૦૦)

૯૦૦) ગાડી સીગરામ જોડી ૧ તથા બળદ જોડી ૨ સુરત મધ્યે
 છે તેની કીમત આશરે રૂ૯૦૦) ની છે.

૯૦૦૦) ઘરેણું સરવે મારી યાદ મુજબ રૂ૯૦૦૦) ની કીમતનું છે.

૨૫૪૦૦) રોકડાં નાણાંની વિગત.

 ૧૫૦૦૦) સરકારી પ્રોમીસરી નોટ ટકા ૪) ના વ્યાજ-
 વાલી રૂ૧૫૦૦૦)ની છે.

 ૫૦૦૦) સરકારી પ્રોમીસરી નોટ ટકા ૪॥ સાડા ચારના
 વ્યાજવાલી રૂ૫૦૦૦) ની છે.

 ૫૦૦૦) મુંબઈ બેંક મધ્યે ચાલુ ખાતામાં રૂ૫૦૦૦)
 થાપણુ બાકી છે.

 ૪૦૦) મુબઈ પોસ્ટ હાફીસ સેવીંગબેંકમા રૂ ૪૦૦) અ-
 નામત મુકેલા છે.

 ૨૫૪૦૦૦)

૫૨૩૦૦)

ઊપર લખ્યા પ્રમાણે મારા ... પુંજી રૂ૫૨... ) ની

છે તે પુંજીનો વારસ મારા ભાઇનો દીકરો મોહનલાલ કાલીદાસને ઠરાવેલ છે. તે ઉમરે સગીર હોવાથી તેની દેખરેખ માટે નીચે જણાવેલ પંચને નીમું છું જેથી ઊંમરલાયક થતાં સુધી વહીવટ કરી નીચે જણાવેલ પ્રમાણે યોગ્ય વખતે બ્યવસ્થા કરે.

શેઠ મોતીલાલ પ્રભુદાસ, મેતા મનસુખરામ કૃપારામ, મી. શામરાવ પાંડુરંગ વકીલ.

એ ત્રણ જાણ સરવે વહીવટ કરે ને વારસ ઊંમરે પહોંચતાં લખેલ રકમ તેને સ્વાધીન કરે.

૧ ઘર ૧ જે સુરત મધ્યે ગોપીપરાની છીપવાડમાં છે તે વારસ રાખે.

૨ મુંબઇ મધ્યે કાલકાદેવીના રસ્તા ઊપર માળો ૧ રૂ ૧૦૦૦૦) નો છે તેના ભાડાની ઉપજમાંથી વરસ ૧નું ભાડું સુરત આગના નિરાશ્રિત ફંડમાં ભરવું, અને બાકીના સઘળા ભાડાની ઊપજમાંથી દર વરસે એક ગરીબ બ્રાહ્મણના છોકરાને જનોઈ પહેરાવવું, અને બીજુ વરસદીનની ઊપજમાંથી બાકી રહે તે ગરીબ લોકોનો મેળાવડો કરી ખાવાનું આપાવી દેવું. એ સરવે પંચે મળીને કરવું.

૩ મુંબઈ મધ્યે મારવાડી બજારમાં દુકાન ૧) મોતીલાલની ચાલની બાજુમાં રૂ ૫૦૦૦) ની છે તે મારી છોકરી હરકુંવરને નામે ચડાવી દેવી.

૪ ગાડી સીગરામ જોડી ૧ તથા બળદ જોડ ૨ છે તે વારસદાર મોહનલાલને સ્વાધિન કરવી.

૫ ઘરેણું રૂ ૯૦૦૦) નું છે તેમાંગા રૂ. ૨૦૦૦ નું મારી છોકરી બેન કુંવરને આપવું તથા રૂ ૨૦૦૦) નું આમારી બેન ગહાકું હરવરને દેવું. બાકી રૂ ૫૦૦૦) નું મોહનલાલને સ્વાધીન કરવું.

૬ રોકડાં નાણાંની વ્યયવસ્થા નીચે પ્રગાણે કરવી.

૧ સરકારી પ્રોમીસરી નોટ ટકા ૪)ના વ્યાજ વાળી રૂ ૧૫૦૦૦ છે તેનું વ્યાજ આવે તેગાથી તાપી નદી પરની ધર્મશાળામાં ખરચને પુગતું સદાવત આપવું અને તે નોટ પચના કબજા-ગા રાખી સરવની ગરજી પડે ત્યાં અનામત રાખી મૂકવી. અને દર વરસે વ્યાજ લઇ ઉપલા સદાવ્રત ખાતે નાખવું.

૨ સરકરી પ્રોમીસરી નોટ ટકા ૪ાા ના વ્યાજ વાળી રૂ ૫૦૦૦) ની છે તેગાથી રૂ ૨૦૦૦) ની ગારી છોકરી બાઇ હરકુંવરને નામે ચડાવી દેવી તથા રૂ ૧૦૦૦) ની બેન ગહાકુંવરના ના-ગપર ચડાવી દેવી. તથા રૂ ૧૦૦૦) ની ભાઈ મોહનલાલના નામે ચડાવી દેવી. તથા રૂ ૧૦૦૦) વેચી નાખવી અને મારા ઉત્તરકાર્યગાં વાપરવી.

૩ રૂ ૫૦૦૦) મુંબઇ બેંકગાં અનામત છે તેમાંથી રૂ ૨૦૦૦) ખરચી સુરતગાં તાપી નદી ઉપર ધર્મશાળા બંધાવે તથા રૂ ૩૦૦૦) મુંબઇ વાલકેશ્વર ધર્મશાળાના ફંડમાં આપે.

૪ રૂ ૪૦૦] ભાઈ મોહનલાલ મારી ઉતરક્રિયાનાં ધરમગાં ખ-રચે. ઉપર લખેલી ગારી સ્થાવર તથા જંગમ મીલકત મારા ઠરાવેલા પચગાં મારો વારસ હજુર ઉપર જણાવેલ પ્રગાણે વ્યવસ્થા કરે. અને રોકડ નાણાની પણ પંચ ગોઠવણ કરે.

તેનું નામું સરવે વારસદાર બાઇ મોહનલાલની પાસે રહે. અને સરવે દેખરેખ રાખે. આ વીલ યા તે વસીયતનામુ મેં મારી રાજી ખુશીથી તથા અક્કલ હુશીયારીથી મારા વકીલ હજુર લખાવ્યું છે તે મારે તથા મારા વારસ વકીલને કબુલ મંજુર છે સહી સંવત ૧૯૩૬ ના.

| અત્ર ——— મતુ | તત્ર ——— સાખ |
| --- | --- |
| શા. છોટાલાલ ન્યાલચંદની સહી. ઉપર લખેલું વીલ મેં મારી રાજી ખુશીથી કરી વારસ ને ઠગવાં પંચને સોંપ્યું છે. | ૧ શાગરાવ પાંડુરંગ શાખ. વકીલ સુરત ડીસ્ટ્રીકટ કોર્ટ.<br>૧ શા. અમુલખ સારાભાઈ શાખ.<br>૧ મી એમ. એ. પોલક આસીસ્ટંટ કલેકટર સુરત મ્યુનીસીપાલ. |

"ધર્મપત્રિકા."

સંવત ૧૯૪૬ ના વર્ષે માગશીર સુદી ૧૨ વાર ગુરૂ. વેદીયા દેવશંકર ભગવાનજી ન્યાતે શ્રીમાળી બ્રાહ્મણ. જોગ લી. શા. ઝવેરચંદ પ્રેમચંદ ન્યાતે શ્રાવક વાણિયા રેવાશી વઢવાણવાળા. જત અમારૂં હાટ ૧ એક બજાર વચ્ચેનું દેરાસર પાસે છે તે અમોએ અમારી રાજી રજાવંદીથી તમને શ્રીકૃષ્ણાર્પણ આપ્યું છે. તે ચંદ્રોકાળ આપ્યું છે. ને અમોએ અમારી રાજી ખુશીથી તથા અક્કલ હુશિઆરીથી તમને ધર્મ પત્રિકા લખી આપી છે. એ પર મજકુર હવેથી મારો તથા મારા વારસનો દર દાવો લાગુ પડે નહીં એ લખ્યું સહી.

અત્ર ——————— મતુ
૧ શા. ઝવેરચંદ પ્રેમચંદ મતુ
ઉપર લખ્યા પ્રમાણે સહી.

તત્ર ——————— શાખ.
૧ શા. પરમાણંદદાસ રાયચં-
દની શાખ.
૧ પટેલ ગોકળદાસ મેઘજીની
શાખ.

## ગણોતનામું.

સંવત ૧૯૪૬ ના વર્ષે ફાગણ સુદ ૫ વાર ભોમે. શા. ગુલાબચંદ રાયચંદ જોગ લી. પટેલ ભીમજી કચરા. જત અમોએ તમારી પાસેથી આંબા નંગ ૨૦) સરકારી બાગની પાસેની વાડીમાં છે. તે ગણોતે રાખ્યા છે. તેનું ગણોત સાલ ૧ નું રૂપીઆ ૮૦) અંકે એંસીમાં રાખ્યા છે. અને આંબાનો જે કર થાય તે અમો આપીએ. સહી. તેમાં તફાવત કરવો નથી. તેની બંધી વર્ષ ૫ પાંચની કરી છે. ત્યાં સુધી તમારાથી છોડાવાય નહીં.

અત્ર ——————— મતું
પટેલ ભીમજી કચરાનું મતું.
ઉપર લખ્યા પ્રમાણે સહી.

તત્ર ——————— શાખ.
૧ દોશી. ભગવાનદાસ ધરમદાસની શાખ. ધણી બેહજુર.
સુતાર. દયાળ નરશીની શાખ.

## ફારગતી.

સંવત ૧૯૪૬ ના વર્ષે ફાગણ શુદ ૪ વાર શુકર. શા. કલ્યાણદાસ તુલશીદાસ જત અમારૂં લેણું તમારી પાસે દસ્તાવેજ તથા ખાતાના રૂઇથી હતું તે સર્વે તમે હિસાબ કરી આજદિન સુધી ચુકાવી દીધું છે. હવે અમારે તમારે અભરામના દાવા છે. આ ફાર-

ગતી અમારી રાજી ખુશીથી તથા અકલ હુશીયારીથી મીજાજ કાયમ રાખી લખી આપી છે, તે અમારા વારસ વકીલને કબુલ મંજુરછે.

અત્ર __________ મતુ          તત્ર __________ શાખ.

૧ પટેલ ભીમજી કચરા મતુ ઉપર લખ્યા પ્રમાણે સહી.

૧ ગંગાદાસ ઠાકરશી શાખ. ધણી બેહજુર.

૧ રૂપજી લાલજી સાખ. ધણી બે હજુર.

## માલનો કબાલો.

સંવત ૧૯૪૯ ના વર્ષે શ્રાવણ સુદ ૧૦ વાર ગુરૂ. શા. ગંગાદાસ ભગવાનદાસ જોગ લી. શા. જેઠાલાલ પાનાચંદ જત મેં તમોને અગદાવાની માલ દેવા કર્યો છે તેની વિગત.

સાટીનના તાકા ૩૫૦) લંબાઇ ગજ ૧૨॥ પોહોળાઇ ગજ ૧॥ દર તાકા એકના રૂ ૧॥। લેખે.

રેશમી ધોતીયાંના જોટા ૨૦૦) અંકે બસો દર ભાવ રૂ૭)લેખે.

એ. વિગતે માલ દેવા કર્યો છે. તે વહાણ રત્નાગર સહી સલામત પોચાડેથી માલ દિન ૧૫ માં નમુના પ્રમાણે ઉતારી આપીએ સહી. રૂપિયાની મુદત માસ ૨ બેની કરી છે. તેને પેટે રૂ ૨૦૦) અંકે બસો બાનામાં લીધા છે. દલાલ પરભુરામ મગનલાલ.

અત્ર __________ મતુ          તત્ર __________ શાખ.

શા. જેઠાલાલ પાનાચંદનું મતુ ઉપર લખ્યા પ્રમાણે સહી.

૧ શા. નરશીદાસ ઘેલાભાઇની શાખ ધણી બેહજુર.

૧ શા. ગીરધર રામજીની શાખ. ધણી બેહજુર.

## "વિવાહ પત્રી."

"શ્રી ગણેશાયનમઃ ॥"

સંવત ૧૯૪૬ ના વૈશાખ શુદ ૧૦ વાર બુધે શંઘવી. હરીદાસ હીરજી. જોગ. લી. ગાંધી મેઘજી હરજીવન જત અમારી દીકરી લલીતા વેરે તમારા દીકરા જગ મોહનદાસની સગાઈ કરી છે. તેના પલાંની તથા નાતા રીતની વીગત.

રૂ ૨૦૧) અંકે બસેં એકનું પલ્લુ. વર કન્યાના નામના.

રૂ ૩૫૦) નાતા રીતનું ઘરેણું.

રૂ  ૫૦) અંકે પચાસના લુગડાં.

રૂ ૧૫૦) અંકે દોઢસો પરણતી વખત. આરીકારીનું ગંઠાણુ.

---

રૂ ૭૫૧

એ રીતે રૂપીઆ સાતસેં એકાવનનાં ઘરેણાં તથા લુગડાં ઉપરની વીગતે તમારે કરવાં.

અત્ર ________ મતુ. ૧ તત્ર ________ શાખ.

ગાંધી મેઘજી હરજીવન મતુ — શા. ત્રીભોવન બેહેચરની શાખ.

ઉપર પ્રમાણે સહી. — શા. હરજીવન મુળજીની શાખ.

## ભરતીઉં.

સ્વસ્તિશ્રી મહુવા બંદરે મહાસુભસ્થાને પુજ્યારાદ્યે શા. શ્રીપ શા: ત્રીભોવનદાસ મુળજી. જોગ શ્રી મુંબાઇ બંદરથી લી. શા. મગનલાલ માણેકચંદના જેશ્રીકૃષ્ણ વાંચજો. જત અત્રેથી તમારી વતી માલ ખરીદ કરીને વહાણુ ૧ નામે વીજળીવાસા. ટંડેલ દાદા કાસમ. ધણી સોરાબશાહ આદરજી વાળા મધે મોકલ્યો તેનું ભર-

તીજી આજ કાગળ ગધ્યે ઉતારી મોકલ્યું છે. સંવત ૧૯૪૬.

ઉ

બાદરવા વદી ૨ બુધવાર લોનકલાક રતલ ૧૦ ઈંચ ૪૦ નંબર ૯૫૯૯ ની ગાંસડી ૧ તાકા ૫૦] દર રૂ. ૪॥= કમીશન ટકા ૩) લેખે મુદત ગાસ ૨] ની તેના રોકડા રૂ. ૨૪૯॥= આપ્યા તથા તરી જગાત વિમો વાંગેરે ગજુરી રૂ.૧૦॥—॥ બાદબાકી રૂ. ૨૩૯॥૪॥ રોકડા મુકાવ્યાની વીગત.

જ

| | |
|---|---|
| ૨૩૧। | લોનકલાક ગાંસડી ૧ તાકા ૫૦) રૂ. ૪॥= |
| ૧॥ | વહાણુવીજળી પાસાની રી ગાંસડી ૧ ની. |
| ૪॥—॥ | વાંમો વોલકટ બ્રધરસ કુંપનીનો ટકા ૨] લેખે. |
| ૩॥= | તરીની જગાત ટકા ૧॥ લેખે. |
| ૪॥—॥ | દલાલી ટકા ૨ લેખે |
| ૦॥= | વહાણ પર ચડાવ્યાનું ગાડી ભાડું. |
| ૦।= | પરચુરણ ખરચમાં. |
| ૨।— | ધરગાદામાં. |
| ૨૪૯।= | |

ખ

૬॥= કમીશન ટકા ૩ ૩॥=। વ્યાજ ગાસ બેનું ટકા ૦॥। લેખે

૧૦॥—।

૨૩૯॥૪॥

એ વીગતેથી ભરતીજી ઉતારીને મોકલ્યું છે તે પહોચેથી તપાશીને જમે ખર્ચ કરીને જવાબ લખજો.

## વીમાની ચીઠી.

સંવત ૧૯૪૬ ના ફાગણ સુદ ૫ ને વાર ગુરૂ જોગ લી. વીમાવાળા મહાજન. સમસ્ત. જત વીમો ૧ એક રૂ ૧૫૫૦) નો અંકે પંદરસો પચાસનો વહાણ એક નામે પીરમમદ ધણીશા અબ્દલ રહેમાનવાળું. તે શ્રી મુંબઇને આડતજેથી નાંગર ઉપડયા પછી જોખમ કબુલ છે. તે શ્રી મહુવાની ખાડીએ નાંગર મુકે જોખમ ઉત્તરે. વળતાં શા. ખેમચંદ શામજી જે ખારકશ મધે માલ ચડાવે તે ઉપર શ્રી મહુવાની ખાડીએથી નાંગર ઉપડયા પછી જોખમ કબુલ છે. તે શ્રી સુરત અથવા મુંબઇની આડતજે નાંગર મુકે જોખમ ઉત્તરે. વરાટ તથા વાગણી સાથે વીમાના લખનારને શીર સબંધ નહીં. કદાચ વાહાણની રત્નાગરની કજારતાએ માલ નીસરે તો વીમાવાળા હિસ્સા કિસમત વેંચી લઇએ. એની કજારતાએ સત એકે ટકા ૯ નવ લેખે કાપીયે. સહી સલામતી રોકડી દલાલ વખતચંદ વીરચંદ.

૧ લી. શા. ગોવીંદરામ દોલતરામ અંકે રૂ ૧૫૫૦) ની રાશે અરધો કબૂલ છે.

૧ લી. શા. પાનાચંદ હેમચંદ અંકે રૂ ૧૫૫૦) ની રાશે અરધો કબુલ છે.

## સતમી નમુનો ૧.

સ્વસ્તિ શ્રી મુંબઇ બંદરે મહાશુભસ્થાને પુજ્યારાધ્યે શા. શ્રીપ

હરજીવન હેમચંદ. જોગ શ્રી મહુવા બંદરથી લી. પારસી દોરાબજી હોરમસજીના દુવા સલામ વાંચજો. જત અત્રેથી બતેલો ૧ નામે વીજળીપાસા ટંડેલ હાજી રેમાન ધણી શેઠ પ્રાણજીવનદાસ જેસંગવાળા મધ્યે રૂની ગાંસડી ૨૦૦) અંકે બસો તેનું તોલ ખાંડી ૧૭૪—૬ મણ ૧૪ શેર તથા ચોખાની ગુણ ૫૪ ચઢાવીને મોકલી છે, તે રતનાગરજી સહીસલામત પહોંચાડેથી ઉતારી લેજો. ને શીલાબંધ તપાસી લઇને પહોંચ લખી આપજો.

## રવાના માલની સતમી. સં. ૧૯૪ નમુનો ૨

સંસ્થાન મહાલ તાબે બંદરથી વેપારીનો માલ ભરી પડાવ નામે ટંડેલ ધણી રેવાશી રવાના બંદર તા. સ. ૧૮૮ તેની સતમી.

| નં. | માલ ચઢાવનાર વેપારીનું નામ. | માલની તપસીલ | | | | | કોનેસોંપવાનો | માલ ચઢાવનારની સહી. |
|---|---|---|---|---|---|---|---|---|
| | | માલની જાત. | દાગીના | ખાંડી | મણ. | દાખલ | | |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| | | | | | | | | |

સહી ટંડેલની. સહી.

સતમી નોધનાર કુલ દાગીના ______ તરી દફતરી.

## સતમી. નમુનો ૩

નંબર અનુક્રમ સતમી નંબર બંદર કસ્ટમ

હાઉસ તા. મા. સને

## પર રાજ્ય.

### રવાને માલ બાબત એકંદર સતમી.

વહાણુ ધણી કોલબંદર બારદાન મુબઈ ખાંડી તેના ટંન એમાં નીચે લખેલો માલ બંદર તાલુકે થી ચડાવી બંદર આગલ માં લઈ જાઊં છું.

| ટંડેલે ભરીઆપવાના કોષ્ટકો | | | | સરકાર કામદારે ભરવાનાં કોષ્ટકો. | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| નિશાની નં. ને તે ઉપરનો પ્રકાર. | માલની જાત | માલ મોકલનાર ગણતરીએ | માલની કીંમત રૂ. | માલ ચડાવનારનું નામ. | આંક આપતાં નં. | ચકારણી નો ઝંઝર. | તપાસનારનો ગણેલો ઉકરેલો નિશાની. | શેરો. |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ |
| | | | રૂ. આ. પા. | | | | | |

વહાણુનોંધ નંબર હું ઇકરાર કરૂં છું કે ઉપર તપસીલ લખી-
હુંકાર ચીઠી નં. આપી છે તે સરવે ખરી છે.

સહી ટંડેલની

સહી સતમી નોંધનારની.

વહાણુમાં સતમી પ્રમાણે

સહી તપાસનારની.

## સતમી નમુનો ૪.

પડાક ૧ નામે દોલતપાસા ટડેલ બાડેલા વેરશી ગંગા, ધણી બોરા દેવકરણુ મહાવજી હા. પ્રાણજીવન જેશંગ રેવાશી દેલવાડા તે બારકશ મધે નીચે લખ્યા વેપારીનો માલ ભરી નવાબંદરેથી શ્રી મુંબાઇ હંકારતાં તેની સતમી.

સોપતાં શા. અગરશી દામોદર હવાલે મુંબાઇ શા. માધવદાસ અગરશી.

રૂત ગાંસડી ૮ નામે અ+દા. આં. ૧૨૫ા આં ૧ થી ૮સુધી

ધૃત કુડલી ૫૦ તેમાં મણુ ૬૦ પાકા કુડલી ઉપરના. અ+દા.

સોંપત શા. ઓધવજી ઠાકરશી. હવાલે મુંબાઇ હા. વલભ ઠાકરસી

એરડી ગુણુ ૮૦ નામે ઓ+ઠા. આં ૧૨૫ા તેમાં ખાં. ૨૦

તેલનાં પીપ નંગ ૫ નામે ઓ+ઠા. આં ૧૨૫ા તેના મણુ ૧૦૦ સબારદાન

ઉપર મુજબ માલ ચડાવી રવાના કર્યો છે. તે રત્નાગરજી સહી સલામત પોચાડેથી ઉતારી પોચ લખવી. સંવત ૧૯૪૬ ના માગશર શુદી ૧૦ ભોમ.

## વેપારીના કામકાજનો કાગળ.

સ્વસ્તિશ્રી મુંબાઇ બંદરે પુજ્યારાધે શા. શ્રીપ. ખુશાલદાસ મોતીચંદ જોગશ્રી અમદાવાદથી લી. શા. વખતચંદ ગુલાબચંદ. જત અત્રેથી મેહેતા. ભગવાનદાસ નારણદાસ તમારી તરફ આવ્યા છે, તેને રૂપૈયા ૧ એકથી પાંચસેં સુધી જોઇએ તો આપજો. એ વીશે અમારા કાગળની પૂછ્યાવાદ જોવી નહીં. આ તરફનું કામકાજ લ-

ખતાં કશી વાતે જુદાઇ ન જાણવી. દુકાન તમારી છે. એજ વિ-
નંતિ. સંવત ૧૯૪૬ ના ભાદરવા વદ ૧ વાર સોમ.

## હુંડી.

સ્વસ્તિ શ્રી મુંબઇ બંદરે મહાશુભસ્થાને પૂજ્યારાધ્યે શા. મ-
નમોહનદાસ અમીદાસ જોગ. શ્રી રાજકોટથી લી. ગાંધી વીરજી ના-
નજીના જેગોપાલ વાંચજો. જત અત્રેથી રાખ્યા વોરા. હરજીવન કાનજી
પાસેથી રૂ ૫૦૦ અંકે પાંચસો પુરા રોકડા લીધા છે. તેની મુદત
હુંડી પહોંચ્યા પછી દિન ચારની રીતના, નામે શા. વેપારી જોગ.
રૂપિયા હુંડીની રીતના ચથ ઠામ ઠેકાણું ચોકસ કરીને આપજો. નિ-
શાની એ જે કાગળ મધ્યે લખીશું. સંવત ૧૯૪૬ ના જેઠ શુદ ૨
વાર રવેઊ દા. મેહુતા. રેવાશંકર પ્રભુરામના જેગોપાળ વાંચજો.

નીમે રૂપિયા અઢીસેથી બમણા
પાંચસો પૂરા કરી આજો.

| રૂ ૫૦૦. |
|---|

## પેઠ.

સ્વસ્તિ શ્રી મુંબઇ બંદરે મહાશુભસ્થાને પૂજ્યારાધ્યે શા.
મનમોહનદાસ અમીદાસ. જોગ શ્રી રાજકોટથી લી. ગાંધી વીરજી
નાનજીના જેગોપાલ વાંચજો. જત તમારા ઉપર પ્રથમથી હુંડી ૧
રૂ. ૫૦૦ અંકે પાંચસો પૂરાની લખી અમારી, રાખ્યા વોરા હરજી-
વન કાનજી પાસેથી મુદત હુંડી પહોંચ્યા પછી દિન ૪ ચારની, નામે

શા. વેપારી જોગ, રૂપિયા હુંડીની રીતના અથ ઠામ ઠેકાણું ચોકસ કરીને આપજો, નિશાની એ જે કાગળ મધ્યે લખીશું. લખી જેઠ શુદ ૨ વાર રવેઊ લખી છે, તે રાખ્યાવાળા ધણી કહે છે જે એ હુંડી ગેરવલ્લે પડી છે. માટે પેંઠ લખી આપી છે. તમો તમારો આવરો, તા. રોજમેળ તા. ખાતું તા. નોંધ સર્વે જોઇ તપાશીને હુંડી સીકારી નાણાં નહિ આપ્યાં હોય તો આ પેંઠ સીકારી નાણાં આપજો. કદાચ હુંડી સીકારી નાણાં આપ્યાં હોય તો આ પેંઠ રદ છે. વાંચીને ફાડી નાંખજો. અમો તમને સનદ ૨ થઇને વાર ૧ મુજરે આપીશું, તે જાણજો. સંવત ૧૯૪૬ ના જેઠ શુદ ૧૫ ને વાર સનેઊ.

## પરપેંઠ.

સ્વસ્તિ શ્રી મુંબઇ બંદરે મહાશુભસ્થાને પૂજ્યારાધ્યે શા. મનમોહનદાસ અમીદાસ જોગ. શ્રી રાજકોટથી લી. ગાંધી વીરજી નાનજીના જેગોપાળ વાંચજો. જત પ્રથમ તમારા ઉપર હુંડી ૧) રૂ. ૫૦૦ અંકે પાંચસોની લખી છે. રાખ્યા વોરા. હરજીવન કાનજી પાસેથી, મુદત હુંડી પહોંચ્યા પછી દિન ૪ ચારની, નામે શા. વેપારી જોગ રૂપિયા હુંડીની રીતના અથ ઠામ ઠેકાણું ચોકસ કરીને આપજો, નિશાની એ જે કાગળ મધ્યે લખીશું. લખી જેઠ શુદ ૨ વાર રવેઊ લખી આપી; ત્યાર પછી પેંઠ લખી આપી છે. તે તમો તમારો આવરો તા. રોજમેળ તા. ખાતું તા. નોંધ જોઇ તપાશીને હુંડી તા. પેંઠ સનદ ૨ મધ્યે સીકારીને નાણાં નહીં આપ્યાં હોય તો આ પરપેંઠ સીકારી નાણાં આપજો. કદાચ હુંડી તથા પેંઠ સનદ ૨ મધ્યે સીકારી નાણાં આપ્યાં હોય તો પરપેંઠ રદ છે. વાંચીને ફાડી નાં-

ખજો. અમો તમને સનદ ૩ થઇને વાર ૧ મુજરે આપીશું, તે જાણજો. સંવત ૧૯૪૬ ના જેઠ વદ ૮ વાર રવેઊ.

## કાગળ.

સ્વસ્તિ શ્રી મુંબઇ બંદરે મહાશુભસ્થાને પૂજ્યારાધે શા. મન- મોહનદાસ અમીદાસ. જોગ. શ્રી રાજકોટથી લી. ગાંધી વીરજી ના- નજીના જેગોપાળ વાંચજો. જત પ્રથમ તમારા ઉપર હુંડી ૧ રૂ. ૫૦૦) અંકે પાંચસોની લખી છે. રાખ્યા વોરા. હરજીવન કાનજી પાસેથી, મૂદત હુંડી પહોંચ્યા પછી દિન ૪ ચારની, નામે શા. વે- પારી જોગ. રૂપિયા હુંડીના રીતના ઘમ ઠામ ઠેકાણું ચોકસ કરીને આપજો. નિશાની એ જે કાગળ મધ્યે લખીશું. લખી જેઠ સુદ ૨ વાર રવેઊ. ત્યાર પછી પેંઠ લખી આપી છે. જેઠ શુદ ૧૫ વાર સનેઉ, ત્યાર પછી પરપેંઠ લખી આપી છે. જેઠ વદ ૮ વાર રવેઉ. તે રાખ્યાવાળા ધણી કહે છે જે હુંડી તથા પેંઠ તથા પરપેંઠ સ- નદો ૩ ગેરવલ્લે પડી છે, માટે આ કાગળ લખી આપ્યો છે. તે તમો તમારો આવરો, તા. રોજમેળ, તા. ખાતું તા. નોંધ જોઇ તપાશીને હુંડી તા. પેંઠ તા. પરપેંઠ સનદો ૩ મધ્યેથી સીકારી નાણાં નહીં આપ્યાં હોય તો આ કાગળ સીકારી નાણાં આપજો. કદાચ હુંડી તા. પેંઠ તથા પરપેંઠ સનદ ૩ મધ્યેથી સીકારી નાણાં આપ્યાં હોય તો આ કાગળ રદ છે, વાંચીને ફાડી નાંખજો. અમો તમને સનદ ૪ થઇને વાર ૧ મુજરે આપીશું તે જાણજો. સંવત ૧૯૪૬ ના જેઠ વદ ૧૪ વાર સનેઉ.

# ભાગ ૫ મો.

## સર્ટિફિકેટ નંબર ૧ લો.

શામળલાલા મુરલીધરે અમદાવાદ નંબર ૪થાની સરકારી ગુજરાતી નિશાળમાં ચાર વર્ષ લગી રહી ગણિત, વાંચન તથા લેખનનો અભ્યાસ સારો કર્યો છે, એની ચાલ ચલગત સારી છે, ભણવામાં મહેનતુ અને ઉમંગી છે, દરેક કામમાં લક્ષ સારો છે. અને ચંચળ છે. અહીંની નિશાળમાં તે ઘણું કરી દરેક વર્ગમાં પહેલો નંબરજ રાખતો, અને આશા રાખવામાં આવે છે કે, એને જે જે કામ સોંપવામાં આવશે તે તે સારી રીતે બજાવશે. અને પોતાના માલેકની પ્રીતિ સંપાદન કરશે.

અમદાવાદ.
તા. ૧૮-૯-૯૦

લી. ફલાણા. ફલાણા.
નં. ૪થાની નિશાળના મહેતાજી
અમદાવાદ.

## સર્ટિફિકેટ નં. ૨ જો.

વેપારીની નોકરીનું સર્ટિફિકેટ.

શા. નાનાલાલ ભગવાનલાલ ન્યાતે વિશા શ્રીમાળી વાણિઆ રહેવાસી નડિઆદના ઉમર વર્ષ ૩૦ની; એમણે અમારી દુકાને પાંચ વરસ લગી ફીલીદારની ચાકરી કરેલ છે. અને તે સાથે આંકરો તથા ખાતાવહી પાકીનું કામ પણ પૂર્ણ રીતે જાણે છે.. એ ઉમરથી આ માણસ અમારે ત્યાં ઘણુ અગત્યનો થઈ પડેલ પરંતુ એમના પિતા ગુજરી જવાથી બધું કામ તેને માથે આવી પડવાથી દેશમાં

જવા સારૂ અહીંથી ખુશીથી ચાકરી પરથી રજા લઇને જાયછે, અને પોતાની કીર્તિ અહીં મૂકી જતાં, સર્ટિફિકેટ લઇ અમોને સંતોષ આપે છે. હું ખાત્રીથી કહુંછું કે, આ માણસ જ્યાં નોકર રહેશે ત્યાં પોતાના ઉપરીને તેવીજ રીતે ખુશી કરશે. મિતિ. ૧૯૪૧ ના બીજા ભાદરવા વદ ૪ વાર ગરેઉ.

લખીતંગ શેઠ ધરમદાસ હીરાદાસ.

મુંબઈ.

## સર્ટિફિકેટ નં. ૩ જો.

સર્ટિફિકેટ આપવામાં આવે છે કે,—દીનાનાથ બાલકૃષ્ણ જોષી કારકુનની જગ્યાએ ત્રણ વરસ સુધી કામ કરેલું છે. કામ ઉપર તેની સ્વભાવિક પ્રીતિ, એક નિષ્ઠા, અને ઉમંગીપણાના ગુણથી અમે તેના ઉપર ઘણા ખુશી થયા છીએ. કામ કરવાની તેની બાહોશી ઉપરથી અમે તેની સારી કદર કરવાની તૈયારીમાં હતા દરમિયાન તેણે પોતાના વ્યાજબી કારણસર રાજીનામુ આપ્યું જેથી આ સર્ટિફિકેટ અમે ઘણી ખુશીની સાથ લખી આપીએ છીએ.

એના સારા ગુણોને લીધે અમે ખાત્રીથી કહી શકીએ છીએ કે આ માણસ જ્યાં રહેશે ત્યાં ઘણોજ ઉપયોગી જણાશે, અને પોતાના ઉપરીની પ્રીતિ સંપાદન કરવામાં કદી પાછાપગો રહેશેજ નહીં. કદાચ ફરી વખત આવે કોઇ વખત અમારી પાસે માગણી કરશે તો અમે પણ તેને તેના લાયકની પહેલી જગ્યો આપવાને મહેરબાન

ની કરવામાં વિલંબ કરીશુ નહીં.

રેવન્યુ હોફીસ. }
માલપૂરા તા. ૧૫-૯-૯૦ }

સહી——
રેવન્યુ કમીશનર
માલપૂરા.

## ચાકર રાખવાનો કરાર.

શેઠ હીરજી વનમાળી જોગ. લખીતંગ પટેલ વાલજી ભીખા, જત હું તમારે ત્યાં સંવત ૧૯૪૬ ના ભાદરવા શુદ ૧ વાર મંગળને દિવસથી ચાકર રહ્યો છું. ચાકરીની બોલી મહિને રૂ. ૪) તથા ખાવું પીવું તમારે ત્યાં. ઘરમાં પાણી ભરવું, વાસણ કુશણ માંજવાં, પૂંજો વાસીદું કરવું, ફેરો ફાંટો કરવો, ધોતીઆં ધોઈ આવવાં, વગેરે જે કહે તે મારે કરવું. એક વરસની અંદર મારે ચાકરી છોડવી હોય તો શેઠજીની રજા વિના મારાથી જવાય નહીં.

દા. હીરજી હંસરાજ.

૧ પટેલ વાલજી ભીખાની નિશાનીનો એકડો.

## ગુમાસ્તાનો કરાર.

શેઠ મૂલજીભાઇ લક્ષ્મીદાસ જોગ, લખીતંગ શા. ભૂખણદાસ નાગરદાસ જત હું આજ દિનથી તમારી પેઢીએ. ગુમાસ્તો રહ્યો છું, ને મારૂં વરસાસન રૂ ૨૦૦) નું કર્યું છે. એવી બોલીથી જે મારે અફીણનો વાયદો કે હુંડીનો સટ્ટો કરવો નહીં, અથવા તમારે નામે મારો પોતાનો ખાનગી વેપાર કરવો નહીં. ફકત તમારી ગુમાસ્તી મળે, તેટલામાં સંતોષ માનીને એક નિષ્ટાથી નોકરી કરવી સહી. ઘર ખુખડી વગેરે જે કાંઈ દુકાનમાં જમા થાય તેમાં

મારો દાવો નહીં, કેમકે એનો હિસાબ ગણી તમે મને વરસાસનમાં ઉધારી આપ્યું છે. સંવત ૧૯૪૬ ના શ્રાવણ વદ ૦)) વાર બુધે.

શા. ભૂખણદાસ નાગરદાસ. સહી.

દા. પોતાના.

## પારીઓમાં થતા કરાર દાદ.

શેઠ. મૂળજીભાઇ લક્ષ્મીદાસ. જોગ. લ. શા. પ્રભુદાસ હેમચંદ. જત મેં તમારી કાપડની દુકાન ઉપર મારા ઓળખીતા શા. મોહનલાલના દીકરા છગનલાલ મોહનલાલને ચાકરી રખાવેલ છે. એ માણસ ઉઘરાણીના કામમાં તથા વેચવા સાટવામાં હુશિઆર છે. નામું પણ જાણે છે. છતાં જો તે માણસથી તમોને કાંઇ નુકશાન થાય, કદિ પૈસા અગર માલને હરકત થાય, કે તેનાથી ઉચાપત થાય, તો તેનો જામીનદાર હું છું, એ વિષે તેને પૂછયા વિના ખાત્રી કરીને મને ખબર આપવાથી સર્વે રકમ ભરી આપવા તૈયાર છું. મિતિ ૧૯૪૬ ના શ્રાવણ વદ ૦)) વાર બુધ.

લી. શા. પ્રભુદાસ હેમચંદ સહી.

## કોર્ટથી ન્યાયના કામનો કરાર દાદ.

### સંસ્થાન (ફલાણા) ની દીવાની અદાલતમાં.

મુકદમા નં. ૭૬

શા. ધરમદાસ લક્ષ્મીદાસ રહેવાસી વગેરે. } વાદી.

વિરૂદ્ધ.

સુતાર જાદવ ભગવાન } પ્રતિવાદી.

દાવો રૂ ૧૫૦૦)

આ કામના અમો વાદી પ્રતિવાદી બંને આ કરારદાદ લખી સબલ કરીએ છીએ, કે આ દાવાની ધરમેળે સમજણ કરી કુલ રૂા. ૧૫૦૦) અંકે પંદરસેં ખરચ સહીત નક્કી કરી નીચે મુજબ વાદીને પ્રતિવાદી આપે એમ ઠરાવ્યું છે. તેની વિગત.

( અહીં જે પ્રમાણે ઠરાવ થાય તે લખવું ).

ઉપર પ્રમાણે લેવા દેવા કર્યું છે, માટે હુકમનામું કરી આપવા મહેરબાની કરશો મિતિ ૧૯૪૬ ના ભાદરવા શુદી ૨ સોમવાર તા૦—

| | |
|---|---|
| વાદીની સહી. | મારા રૂબરૂ |
| પ્રતિવાદીની સહી. | અધિકારીની સહી. |
| | હોદ્દો. |

## ભાગ ૬ ઠો.

### દેશી નામુ તથા વ્યાજ.

આવક તથા ખરચનો હીસાબ રાખવા માટે નામાની જરૂરછે નામા વીના આવક જાવક યાદ રહેતી નથી, અને તેથી માણસને પરિણામે ખોટના ખાડામાં ઉતરવું પડેછે. વેપારી લોકોને ઘણી રકમો તથા માલની લેવડ દેવડ થાય છે, માટે જો તે લખી રાખવામાં આવે નહીં, તો છેવટ દેવાળું કાઢવાનો વખત આવેછે; તેમ સાધારણ માણસને પણ નામુ નહીં રાખવાથી નાણાંની તંગીની વિપત્તિ ભોગવવી પડે છે. જેથી દરેક માણસે આવક જાવકનો હિસાબ રાખવોજ જોઇએ.

મોટા વેપારીઓ કે શરાફો નામાના છ ચોપડા રાખે છે. ૧ રો-કડ મેળ, ૨ નોંધ, ૩ આંકડા વહી, ૪ વ્યાજ વહી, ૫ આવરો, ૬ ખાતા વહી.

સાધારણ કે પરચુરણ વેપારીઓ ફક્ત બેજ ચોપડા રાખેછે. ૧ આવરો ૨ ખાતાવહી.

જેઓ વેપારી નથી તેવા માણસો ફક્ત બેઠા ખાતાની ચોપડી રાખે છે. જેમા આવક જમા અને ખર્ચ નામવાર ઉધાર લખેછે.

**રોકડ મેળઃ—** દરરોજ જે રોકડ રકમ આવે ને જાય, વ્યાજ કે કાંધાના રોકડા પૈસા આવે તે લખી રાખવાનો ચોપડો. જે રકમ આવે ને વિગત સાથે જમા અને જે જાય તે વિગત સાથે ઉધાર લખવા. આ ચોપડા ઉપરથી સિલિક કાઢી શકાય. જમાના સરવાળામાંથી ઉધારનો સરવાળો બાદ કરતાં રહે, તે રોકડ સિલિક સમજવી.

**નોંધઃ—**રોકડી રકમ સિવાયની બધી બાબતનું જમા ખર્ચ ફક્ત યાદી તરીકે વિગત સહિત લખી રાખવાનો ચોપડો. એમાં રો-કડ રકમ સિવાયની બધી બાબતની લેવડ દેવડ થાય તે નોંધી રા-ખવામાં આવેછે. કેટલાક વેપારીઓ આ નોંધને "દનિયા" તરીકે ગણી રોકડી રકમો પણ એમાંજ લખે છે. નોંધમાં જમા ઉધારની બાટીઓ નહીં દોરતા સળંગ એક લીટીમાંજ લખે છે અને છેડે જમા કે ઉધાર એમ લખે છે. અને તેના ઉપરથીજ આવરો ચ-લાવે છે.

**વ્યાજ વહીઃ—** દરેક વ્યાજે આપેલી રકમોનો હિસાબ ના-ના વરસ આખરે પેઢાં આપી કે કાંધાં ગણી વ્યાજ નક્કી કરવાનો

ચોપડો. એમાં દરેક વ્યાજે લઇ જનારનાં ખાતાં રહે છે. તથા દીવાળીએ. તે રકમો ઉપરથી વ્યાજ કાઢવામાં આવે છે.

**આવરો**:—નોંધ, રોકડમેળ, તથા વ્યાજ વહી ઉપરથી દરેક ખાતા જમાની રકમોને ક્રમવાર ગોઠવી રકમો પાકી કરવાનો ચોપડો, આ ચોપડામાં ઉપરના ત્રણે ચોપડાનું પાકું નામું પડે છે, અને તેજ ખરૂં નામું કહેવાય છે.

**ખાતા વહી**:— આવરાનાં દરેક ખાતાં જૂદાં જૂદાં પાડી તેમાં આવરાની રકમો ખતવવાનો ચોપડો—કોઇ માણસ પાસે શું દેવું લેણું છે તે જાણવાને તથા વરસ આખરે સરવૈયું કાઢવાને આ ચોપડો કામ આવે છે.

**આંકડા વહી**:—નોંધ તથા રોકડ મેળમાં લખેલી રકમો આ ચોપડામાં ખતવાય છે. આ ચોપડો કાચી ખાતાવહી છે. અને તેની તમામ રકમો ખાતાવહીનાં ખાતાંને મળતી આવે છે.

એ સિવાય કેટલાક વેપારીઓ કબાલાવહી, જણસવહી, ભરતીઆં અને પરચુરણ ખર્ચ વહીના ચોપડા પણ રાખે છે. પણ તે દરેક ચોપડાનું ટૂંકું રૂપ આવરો, અને ખાતાવહી છે. જેથી કેટલાક વેપારી આવરો, ને ખાતાવહીજ રાખે છે, અને જમા ઉધારની રકમો પાધરી આવરામાંજ લખીને ખાતાવહીમાં ખતવે છે. નોંધ તથા રોકડમેળમાંથી રકમો આવરામાં ઉતારવાને બદલે તે રકમો પાધરી આવરામાંજ લખીએ તો પણ ચાલી શકે છે. મોટા વેપારી સિવાય ઘણો ભાગ એમજ કરે છે, માટે આવરો તથા ખાતાવહી વિષે આપણે વિશેષ વિવેચન આપીશું તે ઠીક પડશે.

દરેક બાંધેલા ચોપડાગાં પાનાના છ સળ પાડેલા હોય છે. માટે દરેક પાનાગાં ત્રણ ત્રણ સળના બે ભાગ પાડવા. પહેલા એટલે ડાબી તરફના ત્રણ સળગાં જગાની લીટી અને બાકીના જમણી બાજુના ત્રણ સળગાં ઉધારની લીટી દોરવી. દરેક ચોપડાને મથાળે પ્રથગ શાલ, તિથિ, વાર, અને ચોપડાનું નામ એક સળંગ લીટીગાં લખવું પછી તેની નીચે ઉપર કહ્યા પ્રગાણે ત્રણ ત્રણ સળગાં

જ ________________ ઉ ________________ આ પ્રમાણે જગા

ઉધારીની લીટી દોરવી. એ પ્રમાણે પાનાના બે ભાગો પાડી પ્રથગ જમા તરફ જે સિલિક હોય તે "શ્રી પરાંતે" કરીને લખવી; કાંઇ શિલિકગાં ન હોયતો "શ્રી૧ા" એગ લખવું, અને નવી મુડી લઇને વેપાર શરૂ કર્યો હોય તો જેટલી મુડી પ્રથમ વેપારગાં નાખવાની હોય તે લખવી. પછી જગા તરફ જગાની અને ઉધાર તરફ ઉધારની રકમો લખવી.

**મેળ બંધ કરવાની તથ નવો મેળ દોરવાની રીતઃ—** એક તીથિનો મેળ બંધ કરવો હોય, ત્યારે જગા તથા ઉધારની રકમોના છેવટ સરવાળા કરવા. પછી જગાના સરવાળાગાંથી ઉધારનો સરવાળો બાદ કરતાં વધે તે, ઉધાર બાજુએ સરવાળાની નીચે "શ્રી શિલિક" એગ કરીને લખવું. પછી ઉધારના સરવાળાગાં તેને મેળવી નીચે બીજો સરવાળો કરવો એટલે જગા બાજુના સરવાળાની બરોબર થઇ રહેશે. પછી નવો મેળ દોરતાં મથાળે સંવત અને તિથિ લખવી. પછી ઊપર પ્રમાણે જમા ઉધારનાં લીટી દોરી જમા તરફ આગલા મેળની શિલિક લખી લેવી, અને પછી

વેપારની રકમો લખવી શરૂ કરવી.

બાકી કાઢેલી શિલિક હમેશાં કોથળી સાથે મેળવી જોવી. જો ભૂલ આવે તો સમજવું કે કાંતો શિલિક કાઢવામાં કે કાંતો મેળ લખવામાં ભૂલ છે. કોથળી સાથે મળી રહે તેજ શિલિક ખરી કહેવાય.

## વ્યવહાર.

વ્યવહાર મુખ્ય પાંચ પ્રકારે થઇ શકે છે. ૧ રોકડ વ્યવહાર, ૨ ઉધાર વ્યવહાર, ૩ કબૂલાતી વ્યવહાર, ૪ હુંડીનો વ્યવહાર, ૫ પરચુરણ વ્યવહાર.

એ પાંચ વ્યવહારમાં નામુ માંડવાની રીતઃ—

## રોકડ વ્યવહાર.

આ વ્યવહાર બે રીતે થઇ શકે. ૧ એક રોકડ રકમનું દેવું લેવુ. ૨ બીજું રોકડ પૈસાથી માલ દેવો લેવો.

૧ કાંઇ રોકડી રકમ બીજાને આપવામાં આવે. તો જેને આપી હોય તેને ખાતે આવરામાં ઉધાર લખવી, અને અમુક નગદ, મુંબાઇગરા કે જે હોય તેનું નામ લખી હસ્તે ફલાણા ફલાણા સાથે મોકલી આગર ફલાણા ને આપી એ પ્રમાણે પેટામાં વિગત લખવી. છેવટ ખાતાની મૂળ લીટી જેવડી બેવડી લીટી દોરી ખા. પા. લખી રાખવું. કે ખાતાવહીમાં ખતવતી વખતે, સુગમતા સારૂ તેનું પાનું આ જગ્યાએ લખી રાખી શકાય, અને તેજ પ્રમાણે દરેક ખાતાની રકમ નીચે ખા. પા. લખવાને ચૂકવું નહીં.

એમને ત્યાંથી રોકડી રકમ લાવીએ આસર કોઇ આપીને આ-

પી જાય, તો તે રકમ જેને ત્યાંથી આવી અગર લાવ્યા હોઇએ તેને ખાતે પેટામાં વિગત સહિત જમા કરવી. છેવટ ખા. પા. કરવું.

એ સિવાય બીજી ગમે તે રીતે રોકડ રકમ આવે જાય તો, આવેલી જમા અને ગએલી આશામીવાર ઉધારી નાખવી.

૨ કોઈને કાંઇ માલ આપણે રોકડેથી વેચીએ તો ઉપજેલ કીંમત માલ ખાતે અગર વકરા ખાતે જમાબાજ કરવી, અને પેટામાં બતાવવું કે " ફલાણાને ફલાણી વસ્તુ પ્રત આટલા લેખે કુલ આટલી આપી તેના. " એ પ્રમાણે લખી નીચે બેવડી લીટી દોરી ખા. પા. લખવું.

આપણે કોઇને ત્યાંથી માલ રોકડેથી વેચાતો લાવીએ, તો આપેલી કીંમત તેજ માલખાતે અગર ખરીદ ખાતે ઉધારવી. પેટામાં જેને ત્યાંથી લાવ્યા હોઈએ તેનું નામ, માલની જાત, કેટલો ને શા ભાવનો વગેરે વિગત લખી નીચે બેવડી લીટીથી ખા. પા. લખવું.

## ઊધાર વ્યવહાર (બેવડું નામું.)

૧ આપણે કોઇને કાંઇ માલ ઉધારે આપીએ તો આપેલી રકમની કીંમત માલ અગર વકરા ખાતે જમા કરવી, અને પેટામાં કોની, કેટલી, શા ભાવની વગેરે વિગત લખવી. પછી જેને માલ આપ્યો હોય તેને ખાતે માલની કીંમત ઉધારવી અને પેટામાં માલની વિગત લખવી. પછી બંને તરફનાં ખાતાં નીચે ખા. પા. લખવું.

૨ આપણે કોઇને ત્યાંથી ઉધાર માલ લાવીએ તો જેને ત્યાંથી લાવીએ તેના જમા કરી પેટામાં વિગત લખવી. અને તેજ

રકમ તે માલ ખાતે અગર ખરીદ ખાતે ઉધારી નાંખવી. અને વિગત લખવી પછી બંને તરફ ખા. પા. લખવું.

૩ કોઇ ખાતાદાર, લઈ ગએલી વસ્તુની કીંમતના પેટાગાં રોકડી રકમ આપે તો તે તેને ખાતે જમા કરી પેટાગાં વિગત લખવી.

૪ રોકડી રકમ નહીં આપતાં સાટાગાં કાઇ માલ આપે, તો આપેલા માલની કીમત તેને ખાતે જમા કરી પેટાગાં લખવું કે ફલાણા માલને પેટે આવ્યો તે. અને પછી તેજ રકમ આવેલા મા- લ કે ખરીદ ખાતે ઉધારી પેટાગાં વિગત લખવી.

૫ જો લેણી રકમને પેટે થોડું રોકડું અને થોડો માલ આ- પે તો કુલ રકમ તેને ખાતે જમા કરવી અને પેટાગાં રોકડા તથા માલની કીંમત સાથે વિગત લખવી. પછી જેટલો માલ આવ્યો હોય તેટલી કીંમત માલ અગર ખરીદ ખાતે ઉધારી પેટાગાં વિ- ગત લખવી.

૬ જો લેણી રકમને પેટે કાંઈ રોકડું આપે અને કાંઇ બી- જા પાસે કબૂલાવે, તો પણ કુલ રકમ તેને ખાતે જમા કરવી, અ- ને જેટલી જેની પાસે કબૂલાવી હોય તેટલી તેને ખાતે માંડવી. બંને તરફ વિગત લખવી.

૭ જો કોઇ લેણી રકમને પેટે કાંઇ માલ આપે અને કાંઈ બીજા પાસે કબૂલ કરાવે, તો પણ આખી રકમ આપનારની જમા કરી, માલને માલ અગર ખરીદ ખાતે અને કબૂલાવેલી રકમ કબુ- લ કરનારને ખાતે ઉધારવી બન્ને રકમોના પેટામાં વિગત લખવી.

૮ આપણે કોઇને દેણા પેટે માલ આપીએ, તો કીમત તેને ખાતે માંડવી અને તેજ રકમ માલ ખાતે કે વકરા ખાતે જમા કરવી. પેટામાં વિગત લખવી.

૯ દેણા પેટે કાંઈ રકમ રોકડી આપીએ, અને કાંઇ માલ આપી એ તો કુલ રકમ તેને ખાતે માંડવી. જેટલો માલ આપ્યો હોય તેટલી રકમ વકરા ખાતે જમા કરવી. પેટામાં બંને તરફ વિગત લખવી.

૧૦ દેણા પેટે કાંઈ માલ આપીએ અને કાંઈ બીજા પાસે કબૂલ કરાવીએ તો કુલ રકમ તેને ખાતે માંડીને જેટલો માલ આપ્યો હોય તેટલો વકરા ખાતે અને જેટલી કબૂલાવી હોય તેટલી રકમ કબૂલનારને ખાતે જમા કરવી. ત્રણે રકમોના પેટામાં વિગત લખવી.

## કબૂલાતી વ્યવહાર. (હવાલો.)

૧ આપણી પાસે કોઇ કાંઈ માગતો હોય અને રકમ રોકડી નહીં આપતાં તે રકમ બીજાને ત્યાં કબૂલાવીએ તો જેને ત્યાં કબૂલાવ્યા હોય તેના જમા કરવા અને જેને અપાવ્યા હોય તેને ખાતે માંડવા. પેટામાં શી બાબતના કબૂલાવ્યા અને કોને તે વિગત લખવી.

૨ આપણે બીજા પાસે માગતા હોઈએ. અને તે ત્રીજા પાસે આપણુને કબુલાવે, તો કબુલાવનારના જમા કરવા અને કબુલનારને ખાતે માંડવા. કબુલનાર પાસેથી રોકડા આવે તો કોઇને ખાતે માંડવાની જરૂર નથી. અને પેટામાં માલ આવે તો ખરીદ ખાતે તે માલ ઉધારી નાંખવો. દરેકના પેટામાં વિગત લખવી.

૩ જો આપણે કોઇની કબુલાત કરીએ. એટલે આપણે ત્યાંથી આપવા સારૂ કોઇ આવીને કબુલાવી જાય તો જે કબુલાવી ગયો હોય તેને ખાતે માંડવા, અને જે કબુલ કરી ગયો હોય કે ગને તમે આપજો તો તેના જમા કરવા. જો રોકડા પૈસા આપીએ તો કોઈના જમા કરવાની જરૂર નથી. પણ દરેક રકમોમાં શેની કબુલાત, કોણે કરાવી, કોને કરાવી, હસ્તે કોણ, વગેરે વિગત બરાબર લખવા ચુકવું નહી તેમ દરેક રકમો નીચે ખા. પા. લખવાને પણ ચુકવું નહીં.

## હુંડી.

શાહુકારો પરદેશમાં પોતાના આડતીઆઓ પાસેથી પૈસા મળે તેવી જે ચીઠી આપે છે તેનું નામ હુંડી.

હુંડી ત્રણ પ્રકારે લખી શકાય છે. ૧ શાહજોગ, ૨ નામજોગી, ૩ ધણીજોગી.

૧ શાહ જોગી હુંડીનાં નાણાં ગમે તે ધણીને ઓળખાવી આપવાથી મળી શકે છે. આ હુંડીનું બજારમાં બજાર ભાવે વેચાણ થઇ શકે છે. કોઇને ત્યાંથી માલ લઇ કીંમતને બદલે આ હુંડીનો કકડો આપીએ તો ચાલી શકે છે.

૨ નામ જોગી હુંડીમાં જે માણસને રૂપિઆ આપવા લખ્યા હોય તેનેજ ઓળખાવી રૂપિઆ મળે છે, બીજા કોઇને મળતા નથી. તેમ વેચી પણ શકાતી નથી.

૩ ધણી જોગી હુંડી જે ધણીએ રૂપિઆ ભરી હુંડી કરાવી હોય, તેનેજ તેના પૈસા મળે. બીજા કોઈને મળતા નથી. આ હું-



ડી નાગ જોગીને ગણાતીજ છે. એનું પણ બજારમાં વેચાણ થઇ શકે નહીં.

## હુંડીઓમાં ચાલતી મુદત.

૧ તરત મુદતની. એટલે દેખાડતાંજ નાણું મળે તેવી.

૨ દિન વગતાની. એટલે દેખાડયા પછી બીજે દિવસે નાણું મળે.

૩ મુદતવાર ભોગની. દેખાડયા પછી ચોથે દહાડે નાણું મળે.

૪ મુદત દિન ચાર ચારની. દેખાડયા પછી નવમે દિવસે નાણું મળે.

૫ બાંધી મુદતની. દેખાડ કર્યા પછી મુકરર કરેલી તારીખેજ નાણું મળે.

## હુંડીનું જમા ખર્ચ.

હુંડીનું જમા ખર્ચ નાંખતાં ચાર બાબત ધ્યાનમાં રાખવી.

૧ હુંડી લખનારે નાંખવાનું જમા ખર્ચ.

૨ આડતીઆની આવેલી હુંડી શીકારતાં નાંખવાનું જમા ખર્ચ.

૩ રાખ્યા વાળે એટલે હુંડી કરાવનારે નાંખવાનું જમા ખર્ચ.

૪ હુંડી વેચાતી લેતાં તથા વેચતાં નાંખવાનું જમા ખર્ચ.

૧ લી રીતઃ—રોકડેથી આપણે કોઇને આપણા આડતીયા ઉપર હુંડી લખી આપીએ. તો હુંડીની કીંમત હુંડી ખાતે જમા કરવી. અને ખોખું શીકારાઇ પાછું આવે ત્યારે આડતીયાને ખાતે જમા કરી હુંડી ખાતે ઉધારી નાંખવી, અને વટાવ હુંડીયામણ ખાતે જમા યા ઉધાર કરવો.

જો નામે હુંડી લખી આપી હોય તો હુંડીની કીમત ઉપર ભાવ હોય તો વટાવ સહિત, અને અંદર ભાવ હોય તો વટાવ બાદ કરી, જે થાય તે લખાવનારને ખાતે ઉધારવા, અને જેટલાની હુંડી હોય તેટલા હુંડી ખાતે જમા કરવા, અને વટાવની રકમ જૂદી પાડી હુંડીઆગણુ ખાતે જમા અથવા ઉધાર કરવી. ઉપર ભાવમાં હુંડી આગણુ ખાતે વટાવ જમા કરવો. અને અંદર ભાવમાં વટાવ ઉધારવો.

૨જીરીતઃ—કોઇ માણસ આપણા આડતીઆની હુંડી લઇ આપણે ત્યાં આવે, તો હુંડીમાં લખ્યાં નાણાં ખોળાધર લઈ આપી તે નાણાં લખનાર આડતીઆને ખાતે માંડવાં. હુંડી વટાવા આવનાર જો રોકડાં નાણાં ન લઈ જાય તો તે આડતીઆને ખાતે માંડી લાવનારને ખાતે જમા કરવાં. મિતિ હુંડી લખ્યાની નાંખવી તમારી વતીની હુંડી હોય તો વટાવ હુંડીઆગણ ખાતે જમા યા ઉધાર કરવો.

૩જીરીતઃ—આપણે રોકડેથી કોઇની પાસેથી હુંડી લખાવીએ, તો હુંડીની કિંમત લખનાર ધણીને ખાતે માંડવી, અને ખોખું આડતીઆને બીડી દેવું. શીકાર થયાનાંરતેના જવાબ આવે એટલે તે રકમ આડતીઆને ખાતે માંડી હુંડી લખનારના જમા કરવા. તિથિ—આડતીઆને નાણાં મલ્યાની નાંખવી. વટાવ મળ્યો હોય તો હુંડીઆગણુ ખાતે જમાં કરવો, અને બેઠો હોય તો તે ખાતે ઉધારવો.

નામે લખાવીને કોઇની પાસેથી હુંડી લખાવીએ તો ભાવ પ્રમાણે હુંડીના પૈસા લખનારને ખાતે જમા કરવા, અને હુંડીની રકમ હુંડી ખાતે માંડવી. તેમાં વટાવ મળ્યો હોય તો હુંડીઆગણુ

ખાતે જમા, અને આપ્યો હોય તો ઉધાર કરવો. આ હુંડી જેને બીડી હોય તેનાં નાણાં મળ્યાની ખબર આવે એટલે તેને ખાતે ઉધારી હુંડી ખાતે જમા કરવી. આડતીઆને ખાતે ગિનિ નાણાં મળ્યાની નાંખવી.

૪ થારીત:—આપણે કોઈની પાસેથી હુંડી વેચાતી લઈએ તો જેટલા પૈસા બેસે તેમાંથી હુંડીમાં લખેલા રૂપીઆ હુંડી ખાતે ઉધારવા, અને વટાવ હુંડીઆમણ ખાતે જમા કરવો, કે ઉધારવો. અને આપણે હુંડી વેચીએ ત્યારે હુંડીમાં લખેલા પૈસા હુંડી ખાતે જમા કરવા, અને વટાવ હુંડીઆમણ ખાતે જમા કરવો અથવા ઉધારવો.

કોઈ માલને બદલે હુંડી લઈએ તો માલની કીંમત વકરાખાતે કે તેજ માલ ખાતે જમા કરી તેજ રકમ હુંડી ખાતે ઉધારવી. વધઘટ રહેતો હુંડીઆમણ ખાતે જમા કે ઉધાર કરવી.

હુંડીમાં લખેલી રકમ કરતાં જેટલું વધારે આપવું પડે તે હમેશાં હુંડીઆમણ ખાતે ઉધાર થાય, અને જેટલું ઓછું આપવું પડે તેટલો આપણે નફો થયો. માટે હુંડીઆમણ ખાતે જમા, નફો રહે તે જમા ને ખોટ જાય તે ઉધાર થાય.

કેટલીક હુંડીઓ તમારી નતીને ખાતે એટલે આડતીઆને જોખમે લખવામાં આવે છે. તેવી હુંડીમાં ખોટ યા નફો (વટાવ) જે થાય તે તમામ આડતીઆને ખમવું પડે છે, એટલે નફો થાય તો તેટલો આડતીઆનો જમા કરવો, અને ખોટ જાય તો આડતીઆને ખાતે ઉધારવો.

હુંડીનું નામું લખતાં દરેક રકમમાં નીચેની વિગત લખવા ચુકવું નહીં. પ્રથમ હુંડી રૂપિઆ આટલાની, પછી કોના ઉપરની, (પોતાના ઉપરની હોય તો "અમારા ઉપરની"), લખનાર કોણ ને કયા ગામનો, (જો પોતે લખનાર હોય તો "લખી આંહેથી અમારી") રાખ્યા કયા ગામના અને કોના, (જો પોતે રાખ્યા હોય તો "રાખ્યા અમારી વતી"), કઈ જાતની હુંડી, કેટલી મુદતની અને કઇ મિતિની લખેલી, હુંડીનાં નાણાં જેને આપ્યા હોય તેનું નામ તથા હસ્તે કરવા. જો શાહજોગ નાણાં આપ્યાં હોય તો ખોળાધરનું નામ લખી "ખોળાધર જોગ" એમ લખવું.

## પરચુરણ વ્યવહાર.

૧ પરદેશથી આપણે માલ મંગાવીએ અગર લઈ આવીએ તો તે માલની જકાત, ભાડું, વિગેરે જે ખરચ થાય, તેનું ભરતીયું લખાય છે. એવું થયેલું ખરચ તમામ માલને શિર છે. જેથી એવો તમામ ખરચ તેજ માલ ખાતે ઉધારવો. એટલે ભરતીઆની તમામ રકમ, જો રોકડેથી માલ ખરીદેલ હોય તો આવરામાં માલ ખાતે ઉધારી પેટામાં તમામ ખરચની વિગત લખવી. જો ઉધાર માલ હોય એટલે તમામ નાણાં આડતીઆએ આપ્યાં હોય તો ભરતીઉં આડતીઆને ખાતે જમા કરી, માલ ખાતે ઉધારી નાંખવું.

૨—જો કાંઇ માલ વેચતાં કમિશન મળે તો તે વટાવખાતે જમા કરવું, અને કમીશન આપવું પડે તો વટાવખાતે ઉધારવું.

૩—માલ વેચતાં આપેલી દલાલી વટાવ ખાતે ઉધારવી. માલ ખરીદતાં આપેલી દલાલી માલની ખરીદ ખાતેજ ઉધારવી.

પણુ આપણે કોઇના દલાલ થઇએ અને જે દલાલી મળે તે તો વટાવ ખાતે જમાજ કરવી.

૪—નાણાં વ્યાજે આપતાં ગંડાગણી કે કોથળી છોડામણીના અમુક ટકા કાપી લેવામાં આવે છે. તે પ્રમાણે કાપેલા પૈસા વ્યાજ ખાતે જમા કરવા, તેમ વ્યાજે આપેલી રકમનું વ્યાજ ઉપજે તે પણ વ્યાજ ખાતે જમા કરવું.

૫—કોઈ માલ વાયદે લેતાં કાંઇ અગાઉથી નાણાં આપ્યાં હોય તો તે વાયદો કબૂલ કરનારને ખાતે માંડવાં, અને મુદત બરાણે માલ લઇ આવીએ ત્યારે તે પૈસા તેના ખાતામાં જમા કરી માલની કિંમત ખરીદ ખાતે ઉધારી નાંખવી.

૬—વ્યાજે મુકેલાં નાણાંનાં કાંધા પાડવાં પડે, તો, કુલ રકમ દેણદારને ખાતે માંડી, પછી દરેક કાંધું મૂદત સાથે પેટામાં જૂદું જૂદું લખવું, અને તે બાબત જે ઠરાવ થયો હોય તે પણ જણાવવો.

## ખાતાંની સમજ.

૧ દરેક આસામીવાર તો જૂદાં જૂદાં ખાતાંજ રાખવાં જોઇએ. ખરીદેલા માલમાં આપણી રકમ તે માલ પાસે રોકાતી હોય ત્યારે તે રકમ ખરીદ ખાતે લખાય, અને જ્યારે તે માલ વેચીએ ત્યારે તેટલી રકમ વકરા ખાતે જમા થાય છે. આવરામાં ખરીદ—ઉધાર—અને વકરો જમે થાય છે. પણુ ખાતાવહીમાં તે બંનેનું એકઠું ખાતું રાખવું. ઉધારમાં ખરીદ ખાતાની અને જમામાં વકરાની રકમો આવરામાંથી ખતવવી.

૨—શુભાશુભ પ્રસંગે આવેલી રકમ ચાંલો કહેવાય છે. માટે તેવી રકમ આવે તે ચાંલ્લા ખાતે જમા અને આપણે ચાંલ્લો ક-

રીએ તો ચાંલ્લા ખાતે ઉધાર લખવી. અને ખાતાવહીમાં ચાંલ્લા ખાતું જુદું પાડવું.

૩—વેપારની મુડીમાંથી કાંઇ ઘર સારૂ ઘરેણું કરાવવામાં આવે તે બાબત ઘરેણા ખાતું જુદું રાખવું અને જેટલાનો દાગીનો કરાવીએ તેટલી રકમ તે ખાતે ઉધારવી.

૪—ઘરના ખર્ચને માટે કાંઇ વસ્તુઓ લેવામાં આવે અગર દુકાનમાંથી મોકલવામાં આવે તો તે વસ્તુની કિંમત ઘર ખરચ ખાતે લખીને આપવી. અને ખાતાવહીમાં તે ખાતું જુદું પાડવું.

૫—ધર્મ અર્થે આપેલી રકમ ધર્માદા ખાતે લખીને આપવી અને તે ખાતું પણ ખાતાવહીમા જુદું રાખવું.

૬—વટાવ ખતું પણ ખાતાવહીમાં જુદું પાડવાની જરૂર છે. અને તેમાં ઊપજેલી કે આપેલી રકમની આવરામાં જમા ઉધાર થએલી રકમ લખવામા આવે છે.

૭—આપણે ત્યાં કાંઇ રકમ સિલિકમાં વધે અગર કાંઈ રકમ આવે, પણ તે કોની છે એમ આપણને નક્કી ખબર હોય નહીં ત્યારે તેવી રકમ અનામત ખાતે જમા કરી રાખવી.

## ખાતાવહી.

આવરામાં જમા ઉધાર થએલી જુદાં જુદાં ખાતાની રકમો અનુક્રમ ખાતાવાર તારવી કાઢી લખવાનો ચોપડો.

૧—આ ચોપડામાં દરેક રકમ આવરા ઉપરથીજ લખાયછે. આવરાની જમાની રકમો આ ચોપડામાં જમા અને ઉધારની રકમો ઉધાર લખાય છે.

૨—આવરામાં જેટલાં ખાતાં હોય તે બધાં ખાતાવહીમાં

લખવાં, અને દરેક ખાતામાં આખા વરસમાં કેટલો વેપાર ચાલશે તેનો અડસટ્ટો કાઢી દરેક ખાતાઓની વચ્ચે તેટલી જગ્યા કોરી રાખવી. એ પ્રમાણે જોઈએ તેટલો ભાગ કોરો રાખી દરેક ખાતાં લખી જવાં. પણ ગુદસ્ત સાલમાં લેણદેણ રહેલ બાકીનાં નવી ખાતાવહીમાં જે ખાતાં ખતવેલાં હોય, તે ઉપરાંત આવરા ઉપરથી જેમ જરૂર પડતી જાય તેમ તે ખાતાં વધારતું જવું.

૩—પછી રોજમેળમાં જમા ખર્ચ થએલી રકમ જે ખાતાની હોય તે ખાતામાં, અને જમાની હોય તો જમામાં ને ઉધારની હોય તો ઉધારમાં તે રકમ લખી વિગતમાં "આવરો" પાનું "ફલાણું" એમ લખવું. અને આવરામાં તે રકમની પાસે ૦ મીડું મુકવું એટલે ખતવેલી રકમો જણાઈ આવે. અને આવરાનું પાનું લખવાથી કોઈના હિસાબ કરતાં ખાતાવહીની રકમો આવરામાં કયે પાને અને શી બાબતની છે, તે પેલા પાના ઉપરથી તરત કહી શકાય. ખાતાવહી તો ફક્ત સામટું દેવું લેણું કેટલું છે તે બતાવે છે. પણ બાબત જાણવી હોય તો આવરો જોવો જોઈએ. કોઈ પણ માણસનું નામું કરવું હોય એટલે શું દેવું લેણું છે તે જાણવું હોય તો ખાતાવહી ઉપરથી કરી—જાણી શકાય.

### સરવાયું.

શાલ આખરે દેવું લેણું તથા નફો તોટો જાણવા સારૂ સરવાયું કાઢવામાં આવે છે. આ સરવાયું ખાતાવહીના ખાતા ઉપરથી છેલ્લે પાને કાઢવામાં આવે છે.

પ્રથમ ખાતાવહીનાં દરેક ખાતાં સરભર કરવાં. એટલે જમા ઉધારનો સરવાળો કરી, ઉધારમાં વધારે હોય તો જમાનો સરવાળો

તેમાંથી બાદ કરી વધે તે જમા તરફ "બાકી લેણા" એમ કરી
લખવું. અને જમાનો સરવાળો વધારે હોય તો-તેમાંથી ઉધારનો
સરવાળો બાદ કરી તે રકમ ઉધાર તરફ "બાકી દેવા" એમ કરી
લખવું. પછી બંને તરફના સરવાળા બરાબર થઇ જશે. પછી એ-
વડી લીટીઓ બંને તરફ રકમો ઢંકાઇ જાય તેમ દોરવી તેની નીચે
દેવા હોય તો જમા તરફ અને લેણા હોય તો ઉધાર તરફ લખી
કઈ તિથિના દેવા લેણા રહ્યા તે લખવું. આ રકમો સરવાળામાં
ઉતારવી પછી સરવાયું કાઢવા મથાળે એક લીટી દોરી "સરવાયું"
કઈ સાલનું એમ લખી નીચે જમા ઉધારની લીટીઓ દોરવી.

પછી ખાતાવહીમાં બાકી રહેલાં દરેક ખાતાં તપાસી દેવા
રૂપિયા હોય તે જમા તરફ અને લેણા હોય તે ઉધાર તરફ લખી
સામે લીટીમાં આસામીનાં નામ તથા ખાતાવહીનું પાનું લખવું.
કે હિસાબ જોતાં સુગમ પડે. સિલિકમાં માલ હોય તો કિંમત સાથે
ઉધાર બાજુ લખવો. અને માલની વિગત ગંજીમાં આવે તો લખવી.

પછી જમા ઉધારનો સરવાળો કરી ઉધારના સરવાળામાં સાલ
આખરની સિલિક મેળવવી. એટલે બંને બાજુના સરવાળા બરાબર
આવવા રહેશે. અને ત્યારેજ સરવાયું બરાબર છે એમ જાણવું. સર-
વાળા મળે નહીં તો સરવાયું ખોટું કહેવાય.

આ સરવાયું કાઢયા પછી નવી ખાતાવહીમાં મથાળે ખાતા-
વહીનું નામ તથા સાલ લખી, સરવાયામાં જે જે ખાતાની રકમો
જમા ઉધાર થઇ હોય તેટલાં ખાતાં જોઇતો મગન રાખી નવી
ખાતાવહીમાં પાડતા જવું, અને તેમાં સરવાયાની જમાની રકમો
જમા તરફ અને ઉધારની રકમો ઉધાર તરફ લખી, સામે લીટીમાં

જૂની ખાતાવહીમાં તે ખાતું જે પાને હોય તે પાનું લખવું. કે કયે પાનેથી આ રકમ લીધેલી છે તે જણાય. આ પ્રમાણે આખા સરવૈયાની રકમો નવી ખાતાવહીમાં ઉતારી લેવી, અને તેની નીચે પછી નવી આવરાની રકમો ખતવવામાં હરકત નહીં.

### વ્યાજ.

વ્યાજ બે જાતનાં છે, ૧ સાદું ૨ દીવાળી બાકી. અથવા (કાપી) સાદું વ્યાજ ગણવાની રીત લેખાંમાં આપીશું. કાપી વ્યાજ અથવા દીવાળી બાકી:—આ વ્યાજ. વ્યાજે આપેલી રકમો વ્યાજ વહીમાં લખેલી હોય તો તે ઉપરથી, નહીં તો ખાતાવહીમાં તેવી રકમો લખેલી હોય, તે તારવી કાઢીને ગણવામાં આવે છે.

આ વ્યાજ દીવાળીએ બદલાય છે. અને વ્યાજ, મુદલમાં મેળવી વ્યાજનું વ્યાજ ગણવામાં આવે છે.

કાપી વ્યાજમાં જમા ઉધારની રકમો ઉપરથી પ્રથમ ખોખું બનાવવું જોઇએ.

## ખોખું બનાવવાની રીત.

૧ પ્રથમ મથાળે કયા ખાતાનું કઈ સાલનું વ્યાજ તે લખી, ખા. પા. લખવુ. તેની નીચે જમા ઉધાર દોરવું. પછી ખાતાવહીમાંથી જમા કે ઉધારની પેહેલી રકમમાંથી જે રકમ મોટી હોય તે, તેજ બાજુએ લેવી. જમા ઉધારની રકમ ખોખામાં લખતાં ચોપડાનો પેહેલો સળ સર ભરવા માટે ખાલી રાખવો. અને રૂપિયાની રકમ લીટીની અંદર રૂા. કરી લખવી.

હવે ધારો કે જમાની રકમ મોટી છે તેથી તે રકમ જમામાં લીધા પછી ઉધાર બાજુની પેહેલી રકમથી જેટલી રકમ તેમાંથી

બાદ જતી હોય તેટલી ઉધાર તરફ મુખ્ય લીટીમાં લખી જમા તરફ મોટી રકમના પેટામાં તે બધાં લખવી, અને મોટીમાંથી બાદ કરવી. પેટાની રકમમાં દહાડો વાર લખવા નહીં. જે બાકી રહે તે પાછી ઉધારની, નહીં આવેલી રકમ ઉધારમાં લખી તેમાંથી જમાની બાકી સાથે જમાની બાજુની જેટલી રકમો બાદ જતી હોય તેટલી પેટામાં લખી બાદ કરવી

બીજી રકમ બાદ ન જતી હોય તો ફક્ત જમાની બાકીજ બાદ કરવી. વળી જે ઉધારમાં બાકી રહે તે પાછી જમાની, ઉપર નહીં આવેલી રકમ રહી હોય તે ખોખામાં લખી તેમાંથી ઉધારની બાકી અને બીજી ઉધારની રકમો બાદ જતી હોય તો કરવી, આમ ઉધાર જમામાંથી અને જમા ઉધારમાંથી બાદ કરતાં છેવટ બધી રકમો ખોખામાં આવી રહે તેમ કરવું. છેવટ જેટલા રૂપિયા ખાતાવહીમાં દેવા કે લેણા નીકળતા હોય તેટલા છેવટ રહે અને તે રકમ પેટામાં અગર બાકીની રકમના તેના પેટામાં નાંખતાં છેવટ બાકી ૦૦૦ રહે ત્યારે જાણવું કે ખોખું ખરૂં છે.

**માસ ગણવાની રીતઃ**—ખોખામાં જમા ઉધાર રકમોમાંથી જે રકમ પેહેલી તિથિની હોય તે દિવસથી તેની સરખી રકમવાળી બીજી તિથિ સુધી તિથિ પ્રમાણે માસ તથા દિવસ નક્કી કરવા. ને તે પેહેલી તિથવાળી રકમ આગળ માંડવા. ને સામી બાજુની રકમ માથે શુન્ય મૂકવી. આ પ્રમાણે બધી સરખી રકમોના માસ નકી કરવા ને તે પેહેલી તિથિ વાળી રકમમાં ભરવા.

**સર ગણવાની રીતઃ**—રૂપિયા અને માસનો ગુણકાર કરવો. અને દિવસ તથા રૂપિયાના ગુણાકારને ૩૦ ભાગવા ને જે આવે તે

ઉપરના ગુણાકારમાં મેળવવો, ને આવે તે સર, તે રકમ આગળ ભરી દેવો. એ પ્રમાણે બધી રકમોનો સર ગણી નકી કરવો, અને પેટા રકમોના સરનો સરવાળો મુખ્ય રકમોમાં ભરી દેવો.

પછી બંને બાજુના સરનો જુદો જુદો સરવાળો કરવો, અને પછી મોટા સરવાળામાંથી નાનો સરવાળો બાદ કરતાં જેટલા વધે તેને ૬૦ ભાગી જે આવે તે તેજ એટલે બાદ બાકીની રકમમાંથી બાદ કરવા, જે આવે તેને કહેલી તેરીખે ગુણવા જો દોકડાની તેરીખ હોય તો તે ગુણાકાર દોકડા આવશે, અને આનાની તેરીખ હોય તો ગુણાકાર બદામ આવશે. તે નક્કી કરેલું વ્યાજ સમજવું.

**તારીજ કરવાની રીતઃ**—પ્રથમ તારીજ એવો શબ્દ લખી લીટીમાં જે તિથિ સુધીનો હિસાબ કર્યો હોય તે તિથિ લખવી. પછી નીચે જમા ઉધાર દોરવા.

પછી ખાતા વહીમાં બાકી લેણા રહેલા રૂ. હોય તો ઉધારમાં લખવા. અને દેણા રહેલા હોય તો જમામાં લખવા. પછી ઉપર ખોખા પ્રમાણે નકી કરેલું વ્યાજ જમામાં વધેલું હોય તો જમા તરફને ઉધારમાં વધેલું હોય તો ઉધાર તરફ લખવું, બંને બાજુના સરવાળા કરવા. વ્યાજ લખતાં વિગતમાં "સર આટલાનું તેરીખ. આટલીનું" એમ લખવું. પછી જમા કે ઉધારના સરવાળા બાદ કરવા. જે બાદ બાકી આવે તે જમામાં વધેલું હોય તો નક્કી બાકી દેવા, અને ઉધારમાં વધેલ હોય તો નક્કી બાકી લેણા કરી, ઓછો સરવાળો હોય તે બાજુએ લખી તારીજ સરભર કરવી. એટલે વ્યાજ સહિત જે દેવું કે લેણું હશે તે નક્કી થઇ જશે.

જો જમા ને ઉધારની રકમોનું સરખું વ્યાજ હોય તો આ પ્ર-

માણે થાય પણ જુદી જુદી તેરીખ હોય તો—ઉપરના ખોખાના સરના સરવાળાની આપણે બાદ બાકી કરી તેમ નહીં કરતાં તે દરેક તરફના સરવાળામાંથીજ તેમને ૬૦ ભાગી આવેલી રકમ બાદ કરવી, અને જે વધે તેમને જુદી જુદી જે તેરીખ હોય તેણે ગુણી, ગુણતાં નક્કી થયેલ વ્યાજ તારીજમાં બાકી લેણા કે દેણા લખ્યા પછી જમાના સરનું વ્યાજ જમા તરફ અને ઉધારના સરનું વ્યાજ ઉધાર તરફજ લખી દેવું, પછી ઉપર કહેલી રીતે તારીજ પૂરી કરવી.

કેટલેક ઠેકાણે તિથિની સાથે વાર આપે છે તેને વારાવારીયું વ્યાજ કહે છે. આ વ્યાજમાં ફક્ત માસ ગણવામાંજ ફેર છે બાકી બધી રીત કાપી વ્યાજ જેવીજ છે.

**વાર પ્રમાણે માસ ગણવાની રીત:**—પ્રથમ જમા તથા ઉધાર તરફની રકમોના તિથિ પ્રમાણે માસ ગણી નક્કી કરવા. તેમાંથી દર માસે અડધા દિવસ લેખે જેટલા દિવસ થાય, તેટલા આવેલા મુદતમાંથી બાદ કરવા. બાકી જેટલી મુદત રહે, તેટલા વાર પ્રમાણે ગણતાં આવવા જોઇએ. આ અડસટો નીકળ્યો. તે નક્કી થવા માટે,—

અડસટે રહેલી મુદતમાં જેટલા માસ હોય તેને બેએ ગુણી પખવાડીઆં કરવાં. એ પખવાડીઆં જેટલા દિવસ પહેલી તિથિનાવારમાં ભેળવવા. એટલે પહેલી તિથિવારથી તે વારને મૂકીને ગણવા. ગણતાં છેલ્લો વાર જે આવે તે દિવસે છેલ્લું પખવાડીયું પુરૂં થયું એમ સમજવું. પછી તેની જોડેના વારથી છેલ્લી તિથિ કે જ્યાં સુધી આપણે ગણવા છે તેના વાર સુધી ગણવા. તેમાં છેલ્લો વાર ગણવો. તે એટલે સુધી ગણવા, કે મહિના ઉપર દિવસનો અડસટો નક્કી કર્યોછે,

તેની લગભગ આવી રહે. ઉદાહરણ:—ધારો કે પોષ શુદ ૭ ને શનીવારથી પોષ શુદ ૭ ને બુધવાર સુધી વાર પ્રમાણે મુદત ગણવીછે. તો પ્રથમ તિથિ પ્રમાણે ગણતાં, ૧૨ માસ થયા. તેમાંથી અડધા દિવસ પ્રમાણે છ દિવસ જતાં ૧૧॥ માસને ૯ દિવસનો આડસટો આવ્યો. હવે ૧૧॥ માસનાં ૨૩ પખવાડીઆં થયાં. તેટલા દિવસ પહેલી તિથિનો શનીવાર છે. ત્યાંથી, તેને મૂકીને ગણતા છેલ્લો સોમવાર આવ્યો. એટલે ૨૩ મું પખવાડીયું સોમવારે પુરૂં થયું. પછી સોમવારથી છેલ્લી તિથિના બુધવાર સુધી ગણતાં બે દિવસ આવ્યા. પણ લગભગ ૯ દિવસ આવવા જોઇએ. માટે બે દિવસવાળો બુધવાર નહીં, પણ તેની પછીનો બુધવાર હોવો જોઇએ. માટે એક અઠવાડીઉં વધારે ગણવું. તેથી ૨+૭=૯ દિવસ થયા. તે ઉપરના દિવસ સાથે મળી રહે છે. જ્યારે આવી રીતે ગણતાં ૬–૭ કે ૮ દિવસનો ફેર રહે, ત્યારે ૭ દિવસ ઉમેરી લેવા.

———o———

## મનોયત્ન.

૩૭પા॥ સિલિકમાં છે. ૩૧૨૫ રોકડા પરી કરશનજી મૂળજી પાસેથી આવ્યા. ૩ ૫૦ પટેલ હીરા દેવા પાસે લેણા હતા તે પરિ કાનજી ધેલાને કબુલાવ્યા. તેમાંથી ૩ ૨૫ રોકડા લીધા. ૫૦ હરજીવન મૂળજીને આપણે દેવા હતા તે શા હીરાચંદ રામજીને કબુલાવ્યા. બાજરો કળશી ૫ પ્રત ૨૫ લેખે લાખા હીરાણી પાશેથી લીધો, ઘી મણ ૫૦ રબારી દાના હીરા પાસેથી પ્ર. ૧૫ા લેખે લીધું. ગોળ મણ ૨૫ પ્રત ૨ા॥ લેખે કાનજી માવા પાસેથી રોકડે લીધો. શ્રાવણ વદ ૯ ને દિવસે ઉપરનો વેપાર થયો.

શ્રાવણ વદ ૧૦ ને દિવસે મુંબઈથી ૨૫ થાન ગાદરપાટ પ્રત ૫ા લેખે, ૫ થાન ગશરૂ પ્રત ૧૨ાા લેખે, ૨૫ જોડા ધોતીઆના પ્રત ૧ાાા લેખે, ત્યાંના દોશી માણેકચંદ મૂળજીને ત્યાંથી મંગાવ્યા, તેનું ભાડા ખરચ રૂ ૧ાા= આપણે આપ્યા, અને જકાતના સેંકડે ૨ ટકા લેખે તથા બંદરે પહોંચાડતાં ખરચ રૂ ૧ાા થયું ને તેણે આપ્યું, તેનું ભરતીઉં આવ્યું પટેલ રામજી કાનજી ને બાજરો કળશી ૨ પ્રત ૨૭ લેખે, ઘી મણ ૧૦ પ્રત ૧૬ લેખે, અને ગોળ મણ ૧૫ પ્રત ૩ લેખે ઉધાર આપ્યો.

વદ ૧૪ ને દિવસે પટેલ રામજી કાનજી પાસે લેણા રૂપિઆમાંથી ૨૫ રોકડા આવ્યા ૫૦ પરિ દેવચંદ રામજી કબુલાવ્યા. ૫૦ રૂ. એકબેં-શ આપી, અને બાકીના સેંકડે ૩ ટકા લખામણી તથા ૨ ટકા કોથળી છોડામણના ચડાવી આપી દોકડાની તેરાખે ખત કરી આપ્યું. મું-બાઈના દોશી માણેકચંદ મૂળજીને અત્રેના પારેખ વિરજી જીવાની દુકાનેથી રાખ્યા આપણાનામનાં મુંબઈના પરી. હીરાલાલ કાશીદાસના ઉપરની રૂ ૨૦૦ ના ૯૮ાા ના ભાવની રોકડેથી લઈ હુંડી બાડી. લખી અમદાવાદથી પુરૂષોતમ દેવચંદની રાખ્યા અમરચંદ કાળીદાસની મુંબઈના પરિ હીરાલાલ કાશીદાસના ઉપરની હુંડી એક રૂ ૩૦૦ ની સેંકડે ૨ાા ટકા વટાવે અત્રેના પરી. પરશોતમ જીવા પાસેથી. વેચાતી લીધી.તેમાં સેંકડે ા ટકો દલાલી આપી. ૫૦ રૂપિઆના એક દાગી-નો તોલા ૨ાા નો હેગનો કરાવ્યો. ૨૫ રૂપિઆ એક દેવાલયમાં અ-ર્પણ કર્યા. અને ૧ાા મણ ગોળ તથા ૧ાા મણ ઘી અને એક કળ-શી બાજરો ઘરમાં આપ્યો.

## ઉપરની રકમોનો આવરો, ખાતાવહી, તથા સરવાયું, તૈયાર કરો!

આ. પા. ૧

આવરો.

સંવત ૧૯૪૬ ના શ્રાવણ વદ ૯ વાર શની.

જ

૭પા॥= શ્રીજાગુશે. દુકાનખાતેમુડી.

૧૨૫ પરી કરશનજી મૂળજીના જમા. બાબત લેણા હતા તે નગદ રોકડા આવ્યા. હસ્તે હીરજી બાની ગયો.

---

ખા. પા. ૩

૫૦ પટેલ હીરા દેવાના જમા. બાબત તેની પાસ લેણા હતા તે પરી કાનજી ઘેલાને કબુલ્યા. તેથી તેને ખાતે માંડી આ ખાતે જમા કર્યા.

---

ખા. પા. ૪

૨૫ પરી કાનજી ઘેલાના જમા બાબત પટેલ હીરા દેવાની કબુલગાંથી ૩૨૫ રોકડા આવ્યા તે.

---

ખા. પા. ૪

૫૦ શા હીરાચંદ રામજીના જમા. બાબત હરજી મૂળજીને કબુલાવ્યા તેના.

---

ખા. પા. ૪

ઉ

૫૦ પરી કાનજી ઘેલાને ખાતે બાબત પટેલ હીરા દેવાની કબુલના.

---

ખા. પા. ૪

૫૦ હરજીવન મૂળજીને ખાતે બાબત તેના લેણા હતા તે શા. હીરાચંદ રામજીને કબુલાવ્યા

---

ખા. પા. ૪

૮૬પા॥=શ્રી ખરીદ ખાતે ઉધાર બા. ૧૨૫ બાજરો કળશી ૫ પ્રત ૨૫ લેખે લાખાહીરાણીનો. ૭૭૫ ઘીગણ ૫૦ પ્રત ૧૫॥ લેખે રબારી દાના હીરાનું. ૬પા॥=ગોળ ગણ ૨૫ પ્રત ૨॥=લેખે કાનજી ગાલા પાસેથી.

---

૮૬પા॥=

---

ખા. પા.

---

૧૦૬પા॥=

આ. પા. ૨

૧૨૫ લાખાહીરાણીના જમા બાબત ૧૨૫ બાજરો કબાશી ૫ પ્રત ૨૫ લેખે લીધો તે શ્રી ખરીદ ખાતે ઉધાર.

આ. પા. ૫

૭૭૫ રબારી દાના હીરાના જમા. ૭૭૫ ઘી મણ ૫૦ પ્ર ૧૫ાા લેખે લીધું તે શ્રી ખરીદ ખાતે ઉધાર.

આ. પા. ૫

૧૨ ૫ાા૬

૧૬૦ શ્રીજામશે રોકડા નગદ

૧૨૨૫ાા૬

સંવત ૧૯૪૬ ના શ્રાવણ વદ ૧૦ વાર રવેઉ

જ ઉ

૧૬૦ શ્રી જામશે.

૨૪૩ાા૬શ્રીમુંબઈવાળા દોશી મૂળજી માણેકચંદના જમા ભરતીઉ નં. ૧ આવ્યું નીચેની વિગતે તે શ્રી ખરીદ ખાતે ઉધાર

૧૩૧ા માદરપાટ થાન ૨૫ આઠ રતલીઓ નેન પ્રત પા લેખે.

૧૨ાા મશરૂ સુરતી સાટીન થાન ૫ પ્રત ૧૨ાા લેખે.

૨૪૯ા શ્રીખરીદખાતે ઉધાર બાબત દોશી મૂળજી માણેકચંદનું ભરતીઉં આવ્યું તે તેને ખાતે જમા કરીને.

૧૩૧ા માદરપાટ થાન ૨૫ પ્રત પા

૬૨ાા મશરૂ થાન ૫ પ્રત ૧૨ાા લેખે

૪૩ાાા ધોતી જોટા નં.૨૫

આ. પા. ૪

૪૩ાા ધોતી જોટા નંગ ૨૫
પ્રત ૧ાા લેખે.
૪ાાજકાત સેંકડે ૨ ટકા
મુજબ બેઠા તેના.
૧ાા બંદરે પહોંચાડવાનું ભાડું

૨૪૩ાા

ખા. પા. ૫

૨૫૯ શ્રી વકરા ખાતે જમા બાબત. પટેલ ગગજી કાનજીને માલ આપ્યો.
૫૪ બાજરો કળશી ૨ પ્રત ૨૭.
૧૬૦ ઘી મણ ૧૦ પ્રત ૧૬
૪૫ ગોળ મણ ૧૫ પ્રત ૩.

૨૫૯

ખા. પા. ૧

૬૬૨ાા

પ્રત ૧ાા
૪ાા જકાત શ્રીમુંબાઇની નિકાસની
૧ાા બંદર પહોંચાડતાંભાડું
૫ાા નોર ખરચ તે આપણે આપ્યું.

૨૪૯ા)

ખા. પા. ૧

૨૫૯ પટેલ ગગજી કાનજીને ખાતે ઉધાર બાબત નીચે પ્રમાણે દસ્તે પોતે.
૫૪ બાજરો કળશી ૨ પ્રત ૨૭
૧૬૦ ઘી મણ ૧૦ પ્રત ૧૬ લેખે.
૪૫ ગોળ મણ ૧૫ પ્રત ૩ લેખે.

૨૫૯

ખા. પા. ૫

૫૦૮ા

૧૫૪ાા શ્રી શીલકે નગદ રોકડા.

૬૬૨ાા

આ. પા. ૪

સંવત ૧૯૪૬ ના શ્રાવણ વદ ૧૪ વાર ગુરૂ.

જ | ઉ

૧૫૬।।=શ્રી શાલીકે નગદ રોકડા.

૨૫૯ પટેલ રાગજી કાનજીના જમા બાબત નીચે મુજબ.

૨૫ રોકડા નગદ આપ્યા હ. પાતે.

૫૦ પરી. દેવચંદ રાગજીને કબુલાવ્યા તે. તેને ખાતે ઉધાર.

૫૦ ભેંસ એક દુઝણી. તે શ્રી ઢોર ખરીદ ખાતે ઉધાર.

૧૩૪ બાકી રહ્યા તેનું ખત કરી આપતાં તેને ખાતે ઉધાર.

૨૫૯

ખા. પા. ૫

૬।। શ્રી વ્યાજના વટાવ ખાતે જમા.

૬।। પટેલ રાગજી કાનજીએ બાકી લેણા રૂપિઆનું દસ્તાવેજ કરી આપ્યું તેની

૫૦ પરી દેવચંદ રાગજીને ખાતે ઉધાર.

૫૦ પટેલ રાગજી કાનજીની કબુલતના તમે તેના કહેવાથી કબુલ્યા તે.

ખા પા.

૫૦ શ્રી ઢોર ખરીદ ખાતે ઉધાર બાબત.

૫૦ પટેલ રાગજી કાનજીનો હીસાબ કરતાં ભેંસ ૧ દુઝણી આવી લેણા પેટે તે.

ખા. પા. ૬

૧૪૦।। પટેલ રાગજી કાનજીને ખાતે બાબત.

૧૪૦।। હિસાબ કરતાં બાકી લેણા રહ્યા તે દર માસે શતએક ટકા એક પ્રમાણે વ્યાજ ઠરાવી નવું

આ. પા. ૫

લખાગણી તથા રોકણી છોડાગણીના ચડાવી આપ્યા તે.

દસ્તાવેજ કરી આપ્યું ધણી એ હજુર તેના.

---

ખા. પા. ૩

૧૯૭ પારેખ વીરજી જીવાના જમા. બાબત ૨૦૦) રૂપિઆની હુંડી એક ૩૨૦૦ મુંબઈગરાની મુંબઈની. મુંબઈનાપરી. હીરાલાલ કાશીદાસના ઉપરની. લખી અત્રેથી પારેખ વીરજી જીવા. રાખ્યા આગારી વતી. શાહ જોગ મુદત દિન વળતાં લખી શ્રાવણ વદ ૧૪ની. તે મુંબઈના દોશી મુળજી માણેકચંદ ઉપર બીડી વદ ૧૪. તેમા તેને ખાતે ઉધાર.

---

ખા. પા. ૬

૩ શ્રીહુંડીઆગણુ ખાતે જમા. પારેખ વિરજી જીવાને ત્યાંથી હુંડી ૩૨૦૦)ની લખાવી ૯૮ાા ના ભાવની લીધી તેના વટાવના ૩ રહ્યા તે.

ખા. પા. ૫

૨૦૦) મુંબઈના દોશી મુળજી માણેકચંદને ખાતે ઉધાર. બાબત ૩૨૦૦ની હુંડી ૧ મુંબઈના પરી હીરાલાલ કાશીદાસના ઉપરની લખી પારેખ વીરજી જીવા. રાખ્યા આગારી વતીની શાહ જોગ. મુદત દિનવળતાની લખી શ્રાવણ વદ ૧૪ની તે તમારા ઉપર બીડી તે તમારે ખાતે ઉધાર.

---

ખા. પા. ૫

૩૦૦) શ્રીહુંડી ખાતે ઉધાર. બાબત હુંડી ૧ ૩૦૦) મુંબઈગરાની મુંબઈના પરી હીરાલાલ કાશીદાસના ઉપરની. લખી શ્રી અમદાવાદથી પુરૂષોત્તમ દેવચંદ. રાખ્યા આગરચંદ કાળી.

આ. પા. ૬

ખા. પા. ૩

૨૯૨ાા પરી પરશોતમ જીવાને ખાતે જમા.બાબત. ૧ હું ૩ ૩૦૦) ની મુંબઈગરાની. મુંબઈના પરી હીરાલાલ કાશીદાસના ઉપરની. લખી શ્રીઅમદાવાદથી પુરૂષોત્તમ દેવચંદની. રાખ્યા અમરચંદ કાળીદાસ આગારી વતીની. શાહજોગ. મુદતદિન ૪ની લખી અશાડ વદ ૧૧ તે તમારી પાસેથી વેચાતી લીધી. તે હુંડી ખાતે ઉધાર.

ખા. પા. ૬

૭ાા શ્રી હુંડીઆગણુ ખાતે જમા. બાબતે પરી પરશોત્તમ જીવા પાસેથી હુંડી ૩ ૩૦૦) ની ભાવ ૯૭ાા ની વેચાતી લીધી તેના વટાવના.

ખા. પા. ૩

૫૨ાા≈ શ્રી માલ વકરા ખાતે

દાસ આગારી વતીની. શાહજોગ. મુદત દિન. ૪ ની. લખી અશાડ વદ ૧૧ અત્રેના પરી પરસોતમ જીવા પાસેથી વેચાતી લીધી. તે તેના જામ. કરી આ ખાતે ઉધાર.

ખા. પા. ૨

૧ાા શ્રી વટાવ ખાતે ઉધાર બાબત પરી પરસોતમ જીવા પાસેથી હુંડી ૩ ૩૦૦)ની વેચાતી લીધી તેમાં દલાલી દલાલ હરદેવને આપી.

ખા. પા. ૩

૫૦) ઘરેણા ખાતે ઉધાર બાબત તોલા ૨ાા નો હેમનો દાગીનો એક હાથનું કડું કરાવ્યું.

ખા. પા. ૧

૨૫) શ્રી ધર્માદા ખાતે ઉધાર બાબત.

૨૫) શીવનું મંદીર સમ-

આ. પા. ૭

| બાબત ઘર ખરચમાં આપ્યો. | રાતવામાં આપ્યા. |
|---|---|
| ૩॥≈ ગોળ મણ ૧॥ | ખા. પા. ૨ |
| ૨૩। ઘી મણ ૧॥ | ૫૧॥≈ શ્રી ઘર ખર્ચ ખાતે બાબત. |
| ૨૫ બાજરો કળશી ૧ | ૩॥≈ ગોળ મણ ૧॥ પ્ર. ૨॥= |
| ૫૧॥≈ | ૨૩। ઘી મણ ૧॥ પ્ર. ૧૫॥ |
| ખા. પા. ૧ | ૨૫ બાજરો કળશી ૧ પ્ર. ૨૫ |
| ૯૭।॥− | ૫૧॥≈ |
| | ખા. પા. ૨ |
| | ૮૬૮॥≈ |
| | ૧૦૨॥= શ્રી સીલકે નગદ રોકડા. |
| | ૯૭૧॥− |

## માંડ છાંડનો મેળ.

સંવત ૧૯૪૬ ના શ્રાવણ વદ ૦)) વાર શુક્ર.

| જ | ઉ |
|---|---|
| ૧૦॥ શ્રી વટાવ ખાતે જમા બાબત હુંડીઆમણનું ખાતું માંડીવાળવા સારૂ તે ખાતે ઉધારીને. | ૧૨૬॥≈ શ્રીવટાવ ખાતે ઉધાર |
| ખા પા. ૩ | ૨ ખા. નીચેનાં ખાતાં માંડી વાળવા સારૂ તેને ખાતે જમા કરીને. |

આ. પા. ૮

૫૦ શ્રી ઘરેણા ખાતે જમા. બાબતે માંડીવાળવા સારૂ વ- ટાવ ખાતે ઉધારીને.

ખા. પા. ૧

૨૫ શ્રી ધર્માદા ખાતે જમા. બાબતે માંડી વાળવા સારૂ વટાવ ખાતે ઉધારીને.

ખા. પા. ૨

૫૧ા।ાૡ શ્રી ઘર ખર્ચ ખાતે જ- મા. બાબતે માંડીવાળવા સારૂ વટાવ ખાતે ઉધા- રીને.

ખા. પા. ૨

૧૧૧ાૡ શ્રી વટાવ ખાતે જમા. બાબત ખાતું માંડી વા- ળવા સારૂ દુકાન ખાતે ઉધારીને.

ખા. પા. ૩

૨૪૮ા।ાૡ

૫૦ શ્રી ઘરેણા ખાતેથી માંડી વાળવા સારૂ તે ખાતે જમા કરીને.

૨૫ શ્રી ધર્માદા ખાતેથી તે ખાતે જમા ક- રીને.

૫૧ા।ાૡ શ્રી ઘર ખર્ચ ખાતેથી તે ખાતે જમા કરીને.

૧૨૬ા।ાૡ

ખા. પા. ૩

૧૦ા શ્રી હુંડીઆમણ ખાતે બા- બત ખાતું માંડીવાળવા સારૂ વટાવ ખાતે જમા કરીને.

ખા. પા. ૩

૧૧૧ાૡ શ્રી દુકાન ખાતે ઉધાર બાબત. વટાવ ખાતું માંડીવા- ળવા સારૂ તે ખાતે જ- મા કરીને.

ખા. પા. ૧

૨૪૮ા।ાૡ

ખા. પા. ૧ લું.

## ખાતાવહી.

### શ્રી દુકાન ખાતું. સંવત ૧૯૪૬ નું.

| જ | ઉ |
|---|---|
| ૭૫॥= પાનું. ૧ લું. | ૧૧૧॥≡ પાનું. ૮ મું. |
| ૭૫॥= | ૧૧૧॥≡ |
| ૩૫॥।– બાકી લેણા. તે શ્રી માલ ઉપર | ૩૫॥।– બાકી લેણા માલ ઉપર |
| ૧૧૧॥≡ | |

### શ્રી ખરીદ વકરા ખાતું. સંવત ૧૯૪૬ નું.

| જ | ઉ |
|---|---|
| ૨૫૯ પાનું. ૩ જું. | ૯૬૫॥= પાનું. ૧ લું. |
| ૫૧॥≡ પાનું. ૬ ઠું. | ૨૪૯। પાનું. ૨ જું. |
| | ૫૦ પાનું. ૩ જું. |
| ૩૧૦॥≡ | ૧૨૬૪॥= |
| ૯૫૩॥≡ બાકી લેણા માલ પરાંત રહ્યો તેના. | ૯૫૩॥≡ બાકી લેણા માલ પરાંતે રહ્યો તેના. |
| ૧૨૬૪॥= | |

### શ્રી ઘરેણા ખાતું સંવત ૧૯૪૬ નું.

| જ | ઉ |
|---|---|
| ૫૦ શ્રી વટાવ ખાતે ઉધાર ખાતું માંડી વાળવા. પાનું. ૮ મું. | ૫૦ પાનું. ૬ ઠું. |
| ૫૦ | ૫૦ |

ખા. પાનું. ૨ જું.

શ્રી ધર્માદા ખાતું સંવત ૧૯૪૬ નું.

| જ | ઉ |
|---|---|
| ૨૫ શ્રી વટાવ ખાતે ઉધાર ખાતું માંડી વાળતા પાનું. ૮ મું. | ૨૫ પાનું. ૬ ઠું. |
| ૨૫ | ૨૫ |

શ્રી ઘર ખર્ચ ખાતું સંવત ૧૯૪૬ નું.

| જ | ઉ |
|---|---|
| ૫૨ાાં= શ્રી વટાવ ખાતે ઉધાર ખાતું માંડીવાળતાં. પા. ૮ મું. | ૫૨ાાં= પાનું. ૭ મું. |
| ૫૨ાાં= | ૫૨ાાં= |

શ્રી હુંડી ખાતું. સંવત ૧૯૪૬ નું.

| જ | ઉ |
|---|---|
| ૩૦૦ બાકી લેણા હુંડી એક પરાંત રહી તેના. | ૩૦૦ પાનું. ૫ મું. |
| ૩૦૦ | ૩૦૦ |
| | ૩૦૦ બાકી લેણા હુંડી એક પરાંતે |

ખા. પા. ૩ જું.

શ્રી હુંડીઆગણ ખાતું    સંવત ૧૯૪૬ નું.

| જ | ઉ |
|---|---|
| ૩ પાનું. ૫ મું. | ૧૦॥ શ્રી વટાવ ખાતે જમા ખાતું માંડીવાળવા સારૂ. પાનું. ૮ મું. |
| ૭॥ પાનું. ૬ ઠું. | |
| ૧૦॥ | ૧૦॥ |

શ્રી વટાવ ખાતું    સંવત ૧૯૪૬ નું.

| જ | ઉ |
|---|---|
| ૬॥ પાનું. ૪ થું. | ૧॥ પાનું ૬ ઠું. |
| ૬॥ | ૧॥ |
| ૧૦॥ પાનું. ૭ મું હુંડી આગણ ખાતાના. | ૧૨૬॥≈ પાનું. ૭ મું. |
| ૧૭ | ૧૨૮।≈ |
| ૧૧૧।≈ શ્રી દુકાન ખાતે ઉધાર ખાતું માંડીવાળવા સારૂ. પા ૮ મું. | |
| ૧૨૮।≈ | |

પરી કરશનજી મૂળજીનું ખાતું. સંવત ૧૯૪૬ નું.

| જ | ઉ |
|---|---|
| ૧૨૫ પાનું. ૧ લું. | ૧૨૫ બાકી દેવા. |
| ૧૨૫ | ૧૨૫ |

૧૨૫ બાકી દેવા.

ખા. પા. ૪ થું.

પટેલ હીરા દેવાનું ખાતું. સંવત ૧૯૪૬ નું.

| જ | ઉ |
|---|---|
| ૫૦ પાનું. ૧ લું. | ૫૦ બાકી દેવા. |
| ૫૦ | ૫૦ |
| ૫૦ બાકી દેવા. | |

પરી કાનજી ઘેલાનું ખાતું. સંવત ૧૯૪૬ નું.

| જ | ઉ |
|---|---|
| ૨૫ પાનું. ૧ લું. | ૫૦ પાનું. ૧ લું. |
| ૨૫ | ૫૦ |
| ૨૫ બાકી લેણા. | ૨૫ બાકી લેણા. |
| ૫૦ | |

શા. હીરાચંદ રાગજીનું ખાતું. સંવત ૧૯૪૬ નું.

| જ | ઉ |
|---|---|
| ૫૦ પાનું. ૧ લું. | ૫૦ બાકી દેવા. |
| ૫૦ | ૫૦ |
| ૫૦ બાકી દેવા. | |

શા. હરજીવન મૂળજીનું ખાતું. સંવત ૧૯૪૬ નું.

| જ | ઉ |
|---|---|
| ૫૦ બાકી લેણા. | ૫૦ પાનું. ૧ લું. |
| ૫૦ | ૫૦ |
| | ૫૦ બાકી લેણા. |

ખા. પા. ૫ મું.

લાખા હીરાણીનું ખાતું  સંવત ૧૯૪૬ નું.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૨૫ પાનું. | ૨ જું. | ૧૨૫ બાકી દેવા. | |
| ૧૨૫ | | ૧૨૫ | |

૧૨૫ બાકી દેવા.

રબારી દાના હીરાનું ખાતું.  સંવત ૧૯૪૬ નું.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૭૭૫ પાનું | ૨ જું. | ૭૭૫ બાકી દેવા. | |
| ૭૭૫ | | ૭૭૫ | |

૭૭૫ બાકી દેવા.

મુંબઇવાળા દોશી મુળજી માણેકચંદનું ખાતું. સં. ૧૯૪૬ નું.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૪૩॥ પાનું. | ૨ જું. | ૨૦૦ પાનું. | ૫ મું. |
| | | ૪૩॥= બાકી દેવા. | |
| ૨૪૩॥= | | ૨૪૩॥= | |

૪૩॥= બાકી દેવા.

પટેલ રામજી કાનજીનું ખાતું.  સંવત ૧૯૪૬ નું.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૨૫૯ પાનું. | ૪ થું. | ૨૫૯ પાનું. | ૩ જું. |
| ૧૪૦॥ બાકી લેણા. | | ૧૪૦॥ પાનું. | ૪ થું. |
| ૩૯૯॥ | | ૩૯૯॥ | |

૧૪૦॥ બાકી લેણા.

ખા. પા ૬ ઠું.

પરી દેવચંદ રામજીનું ખાતું    સંવત ૧૯૪૬ નું.

| જ | ઉ |
|---|---|
| ૫૦ બાકી લેણા. | ૫૦ પાનું. ૪ થું. |
| ૫૦ | ૫૦ |
| | ૫૦ બાકી લેણા |

પારેખ હીરજી જીવાનું ખાતું. સંવત ૧૯૪૬ નું.

| જ | ઉ |
|---|---|
| ૧૯૭ પાનું. ૫ મું. | ૧૯૭ બાકી દેવા. |
| ૧૯૭ | ૧૯૭ |
| ૧૯૭ બાકી દેવા | |

પરશોતમ જીવાનું ખાતું.    સંવત ૧૯૪૬ નું.

| જ | ઉ |
|---|---|
| ૨૯૨।। પાનું. ૬ ઠું. | ૨૯૨।। બાકી દેવા. |
| ૨૯૨।। | ૨૯૨।। |
| ૨૯૨।। બાકી દેવા. | |

## સરવાયું.

સરવાયું સંવત ૧૯૪૬ ની શાલનું. શ્રાવણ વદ ૯ થી વદ ૧૪ સૂધીનું દેવું લેણું.

| જ | ઉ |
|---|---|
| ૧૨૫ પરી. કરશનજી મુળજી. | ૯૫૩।।= ખરીદ ખાતે માલ પરાંત રહ્યો તેના. |
| ૫૦ પટેલ. હીરા દેવા. | |

વ્યાજ સંવત ૧૯૪૬ ની શાલનું.

ઉધ

૧૦૬।।। રૂ૨૫૦) કારતક વદ ૫

૭૮૦૩૨૦૦ મા.૩ા-દિ.૧૨

૨૮૧।।।૭

૫૦ મા.૫ા દિ. ૪

૪૬૩। રૂ૧૭૫) ફાગણ શુદ ૧૩

૨૪૭।। રૂ૧૩૦ મા ૧ા દિ.૧૧

૨૨૦।। ૭

૪૫ મા.૪ાદિ.૧૨

૨૨૦ રૂ ૧૫૦) જેઠ વદ ૧૧

મા. ૧ દિ. ૧૪

૦ રૂ ૭૫) બીજા ભાદરવા શુદ૧

૦ રૂ ૩૦) બાકી લેણા કારતક શુદ ૧

૧૭૮૫)

૭

૨૩૮।।

૬૦) ૧૫૦૬।।

૭

૨૫

ઉ

૦ રૂ ૨૦૦) ફાગણ વદ ૨

૦ રૂ ૧૮૦) વૈશાખ શુદ ૯

૦ રૂ ૫૦

૦ ૭

૧૩૦

૨૩૮।।રૂ૩૦૦) શ્રાવણ શુદ૧૦

૦ રૂ ૪૫

૦ રૂ ૧૫૦

૧૨૬ા રૂ ૭૫ મા.૧ાદિ.૬

૧૧૧ રૂ ૩૦ મા ૩ાદિ.૬

૭

૦૦૦

૨૩૮।।

૧૪૮૧।। દશ આનાની તેરીખે વ્યાજ ગણતાં ૧૪૮૧૫ બદામ થાય.

તારીજ

| જ. | ઉ. |
|---|---|
| ૯ા) ૧૫ બદાગ. વ્યાજસર ૧૪૮૧ાા નું દર દશ આના લેખે. | ૩૦ બાકી લેણા૧૯૪૬ની શાલ આખરના. |
| ૯ા) ૧૫ | ૩૦ |
| ૨૦ાા≈ાાા ૧૦ નકી બાકી લેણા હીસાબ ગણી નકી કર્યા તે ધણી બે હજુર. | ૨૦ાા≈ાાા ૧૦ બાકી લેણા નવા ખાતે પાને ફુલાણે. |
| ૩૦ | |

## વારોવારીઉં વ્યાજ.

પટેલ ધરમશી હેમાનું ખાતું સંવત ૧૯૪૬ ની શાલનું.

| જ. | | ઉ. | |
|---|---|---|---|
| ૫૦ પોષ વદ | ૩ ગુરૂ. | ૨૩૦ ફાગણ વદ ૦)) ગુરૂ. | |
| ૧૫૦ મહા શુદ | ૪ શુક્ર | ૨૫ વૈશાખ વદ ૧૪ સની. | |
| ૪૫ વૈશાખ વદ | ૧ સોમ | ૧૦ જેઠ શુદ ૯ | બુધ. |
| ૨૦૦ આશાડ વદ | ૯ ગુરૂ | ૧૫૦ પેલા ભાદરવાવદ ૩ સોમ. | |
| ૨૫ આસો શુદ | ૩ ગુરૂ. | ૪૧૫ | |
| ૪૭૦ | | ૫૫ બાકી દેવા ૧૯૪૭ના કારતક શુદ ૧ ગુરૂ. | |
| ૫૫ બાકી દેવા. | | ૪૭૦ | |

## વ્યાજ સંવત ૧૯૪૬ ની શાલનું.

| ઉ | જ |
| --- | --- |
| ૧૧૬॥। રૂ૫૦) પોષવદ ૩ ગુરૂ | ૪૬ રૂ૨૩૦) ફાગણ વદ૦) ગુરૂ. |
| ગા. ૨ દિ. ૧૦ | ૦રૂ૫૦) દિ. જમા. |
| ૨૭૫ રૂ૧૫૦) મહાસુદ ૪ શુક્રર | ૦રૂ ૧૫૦) દિ. જમા. |
| ગા. ૧॥ દિ. ૧૦ | ૪૬ ૩૦) ગા. ૧॥ દિ. ૧ |
| ૬ રૂ ૪૫) વૈશાખવદ ૧ સોમ | ૧૮ રૂ૨૫) વૈશાખ વદ ૧૪ શની |
| ૦રૂ ૩૦) ગારા ઉધાર. | ૦ રૂ૧૫) દિ. જમા. |
| ૬ ૧૫) ગા. ૦ દિ. ૧૨ | ૧૮ રૂ ૧૦ ગા ૧॥ દિ. ૯ |
| ૩૯૧ રૂ૨૦૦) આશાડ વદ ૯ ગુરૂ | ૯। રૂ૧૦) જેઠ સુદ ૯ બુધ. |
| | મા. ૦॥ દિ. ૧૩ |
| ૦રૂ૧૦) દિ. ઉધાર. | ૦રૂ૧૫૦) પેલા ભાદરવા વદ ૩ સોમ |
| ૦રૂ૧૦) દિ. ઉધાર. | દિ. જમા. |
| ૨૬૫ રૂ૧૫૦) ગા. ૧॥ દિ.૮ | ૦રૂ૫૫) બાકી દેવા કા. શુ. ૧ ગુરૂ |
| ૧૨૬ ૩૦) ગા. ૪ દિ. ૬ | ૦રૂ૩૦ દિ. જમા. |
| ૨૩। રૂ૨૫ આસો સુદ ૩ ગુરૂ | ૦રૂ૨૫) દિ. જમા. |
| ગા. ૦॥ દિ. ૧૩ | . . . |
| ૮૧૨ | ૭૩। |
| ૬ જમાનું ૬ આના લેખે વ્યાજ | ૮ ઉધારનું આઠ આના લેખે વ્યા. |
| ૪૮,૭૨ | ૫,૮૬ |

તારીજ

જ ૫૫) બાકી દેવા કા. શુદ ૧ ગુરૂ ઉ ૦।—॥। ૧૧ બદાગ વ્યાજસર ૭૩।

૩)૦॥૨૨ બદામ બાજસર ૮૧૨ નું દર ૭ આના મુજબ.

૫૮)॥૨૨

નું દર આઠ આના મુજબ.

૦।~॥ ૧૧

૫૭॥~॥૧૧ નફો બાકી દેવા હીસાબગણી નફકી કર્યા ધણી ને હજુર.

૫૮)૦॥૨૨

—o—

# ભાગ ૭ મો

લેખાં.

## શેરનાં લેખાંની કુચીઓ.

૧ જેટલે રૂપિએ શેર તેથી આઢીગણે દોકડે એક રૂપીઆભાર તેગજ આનાગાં આટી ગણી બદામે રૂપિઆભાર.

એટલે જેટલા રૂપીઆનું એક શેર કર્યું હોય, તેટલા રૂપિઆને પ્રથમ આઢીએ ગુણવા. અને પછી છેવટ જેટલા રૂપિઆભારનું કર્યું હોય, તેટલાએ ગુણતા જે આવે તેટલા દોકડા જવાબ સમજવો.

ટુંકી રીતઃ—રૂપિઆને રૂપિઆભારનો ગુણાકાર કરી, આઢી દોકડાનો એક આનો ગણી, આઢીએ ભાગી નાંખતા જે આવે તે આના જવાબ.

૨ જેટલે રૂપિએ શેર તેટલા આનાનું અધોળ, અને બગણે આને નવટાંક. એમાં રૂપિઆ અને અધોળનો ગુણાકાર કરવો. જે આવે તે આનાં જવાબ.

૩ જેટલા રૂપિઆનું જેટલા શેર તેથી આઢીગણે દોકડે તેટલા

રૂપિઆભાર પાંચ રૂપિઆનું પાંચ શેર કહ્યું હોય તો પાંચ રૂપિઆભારના સાડાબાર દોકડા જવાબ.—એ રીત—

૪ રૂપિઆ અને રૂપિઆભારનો ગુણાકાર કરી ગુણાકારમાંથી જમણી તરફનો એક આંકડો બાદ કરવો. એટલે બાકી રહે તેટલાં પાવલાં સમજવાં અને કાપેલા આંકડાને ૨॥ એ ગુણવા ગુણતાં જે આવે તેટલા દોકડા સમજવા.

## મણનાં લેખાંની કુચીઓ.

૧ જેટલે રૂપિએ મણ તેથી અઢી ગણે દોકડે એકશેર.

૨ જેટલે રૂપિએ મણ તેટલા આનાનું અઢીશેર અને બમણે આને પાંચ શેર.

૩ જેટલે રૂપિએ મણ તેટલી બદામે એક રૂપિઆભાર.

૪ જેટલા રૂપિઆનું જેટલા મણ તેટલા શેરના, રૂપિઆથી અઢી ગણા દોકડા.

૫ જેટલે આને મણ તેથી અઢી ગણી બદામે એકશેર.

આ દાખલા ગણવાની રીત શેરના જેવીજ છે. એટલે જેમ શેરમાં રૂપિઆભાર, તેમ મણમાં શેર, અને અધોળ તેમ મણમાં અઢી શેરી સમજવી.

૬ રૂપિઆ અને શેરનો ગુણાકાર કરવો. ગુણાકારમાંથી જમણી તરફનો એક આંકડો બાદ કરવો. એટલે બાકી રહેશે તેટલાં પાવલાં અને બાદ કરેલા આંકડાને ૨॥ ગુણવા જે આવે તે દોકડા સમજવા

## ખાંડીનાં લેખાંની કુંચી. (૨૦ મણની ખાંડી.)

૧ જેટલે રૂપિએ ખાંડી તેથી પાંચ ગણે દોકડે એકગણુ એ. ટલે રૂપિઆને પાંચે ગુણી ગુણાકારને ગણે ગુણવા જે આવે તે દોકડા.

૨ જેટલે રૂપિએ ખાંડી તેટલા આનાનું સવાગણુ.

૩ જેટલે રૂપિએ ખાંડી તેથી બાગણી બદામે એક શેર.

૪ જેટલા મણનું કરવાનું કહ્યું હોય તેને બગણા કરી રૂપિ. આને ગુણવા જે ગુણાકાર આવે તેમાંથી જમણી તરફનો એક આં. કડો બાદ કરવો બાકી રહે તેટલાં પવલાં અને બાદ કરેલા આંક. ડાને આઢીએ ગુણવા જે આવે તેટલા દોકડા જવાબ. જેમ ૬૩ ૧ ખાંડી તો ૩ મણનું ૩×૨=૬×૬૩=૩૬ એમાંથી છગડો બાદ એટલે ત્રણ રહ્યા તેથી ૩ પાવલાં એટલે ०॥। રૂપિઆ અને ઉપરના ૬×૨॥ =૧૫ દોકડા. એટલે રૂ ०॥।-૧૫ દો. જવાબ.

**કળશીનાં લેખાં.** (૧૬ મણની કળશી.)

૧ જેટલા રૂપિઆની કળશી તેટલા આનાનું એકગણુ. એટલે રૂપિઆ અને મણનો ગુણાકાર કરતાં જે આવે તે આના જવાબ.

૨ જેટલે રૂપિએ કળશી તેથી આઠી ગણી બદામે એક શેર.

**વિઘાનાંલેખાં.**

આ લેખાં ખાંડીના લેખાં જેવાંજ છે.

૧ જેટલે રૂપિએ વિઘો તેથી પાંચગણો દોકડે એક વસો.

૨ જેટલે રૂપિએ વિઘો તેથી ચોગણી બદામે વિશ્વાશી [કાઠી]

**બેડીઆનાંલેખાં.** [૩૨ મણનું બેડાઊં]

૧ જેટલે રૂપિએ બેડાઊં તેથી અરધે આને મણ.

૨ જેટલે રૂપિએ બેડાઊં તેથી સવાગણી બદામે એક શેર.

## સોનારૂપાનાંલેખાં.

૧ જેટલે રૂપિએ તોલો તેથી અરધે રૂપિએ ગદીઆણો.

૨ જેટલે રૂપિએ તોલો તેથી અડધે આને વાલ.

૩ જેટલે રૂપિએ તોલો તેથી બમણી પાઈએ રતી. અને અ-
રધી પાઇએ એક ગગબાર.

## ગદીઆણો.

૧ જેટલે રૂપિએ ગદીઆણો તેટલે આને એક વાલ.

૨ જેટલે રૂપિએ ગદીઆણો તેથી ચોગણી પાઇએ એક રતી.

૩ જેટલે રૂપિએ ગદીઆણો તેટલી પાઈએ એક ગગબાર

આ દાખલા ગણવામાં પ્રથમ જે વજન [વાલ, રતિ, કે ગગનું] કહ્યું હોય તેની ઉપરની કુંચી પ્રમાણે જુદી જુદી કીંમત ગણી તેનો સરવાળો કરવો, અને જે સરવાળો આવે તેના આના પાઇ નકકી કરી કહેલા રૂપિઆએ ગુણી નાંખવા એટલે આનાને ગુણતાં આના અને પાઈને ગુણતાં પાઇ આવશે. પછી તેમાંથી રૂપિઆ, આના, પાઇ નકકી કરવા.

## ગજના લેખાં. [૨૪ તસુનો ગજ]

૧ જેટલે રૂપિએ ગજ તેથી આઠ ગણી પાઇએ તસુ.

૨ જેટલે રૂપિએ ગજ તેટલા આનાની દોઢ તસુ.

રૂપિઆ અને તસુનો ગુણાકાર કરી આઠે ગુણી નાંખવા જે આવે તેટલી પાઈ જવાબ સમજવો

## વારનાં લેખાં. (૧॥ ગજનો વાર).

દોઢ ગજનો એકવાર થાય, માટે જેટલી તસુનું કહ્યું હોય, તે-ને બાવના રૂપિઆને ગુણી નાંખવા. ગુણાકારને ચારે ગુણી નવે

ભાગવા જે આવે તેટલા આના જવાબ.

## કોડીનાં લેખાં [કોડી=૨૦ નગ]

એક કોડીનો ભાવ જેટલા રૂપિઆ આપે અને જેટલા નંગનું કરવું હોય તે એનો ગુણાકાર કરી પાંચે ગુણવા, જે આવે તે દોકડા જવાબ સમજવો. ૧ જેટલા રૂપિઆની કોડી તેથી પાંચગણે દોકડે નંગ.

## સેંકડાના લેખાં.

૧ જેટલે રૂપિએ સેંકડો તેટલા દોકડાનું એક નંગ. એટલે રૂપિઆ અને નંગનો જે ગુણાકાર આવે તેટલા દોકડા જવાબ સમજવો.

## હજારનાં લેખાં.

૧ જેટલે રૂપિએ હજાર તેટલા દોકડાનું દશ નંગ.

૨ એક ફદીઆના જેટલા પૂળા હોય તેટલા એ ૧૫॥= ને ભાગતાં હજાર પૂળાની કીમત થાય.

૩ હજારના લેખા ગણવાની રીતઃ—જેટલાં નંગનું કરવાનું કહ્યું હોય, તેને દશે ભાગીને દશકા કાઢવા એટલે કુલ નંગમાંથી જમણી તરફનો એક આંકડો બાદ કરવો બાકી રહેશે તેટલા દશકા સમજવા પછી તે દશકાએ કીમતના રૂપિઆને ગુણવા જે ગુણાકાર આવે તેટલા દોકડા સમજવા.

પછી ઉપર જે દશની અંદરનો જમણી તરફનો આંકડો કાપેલો હોય, તેણે રૂપિઆને ગુણી, જે ગુણાકાર આવે તેને દશે ભાગવા એટલે પહેલો ભાગ દોકડા. બાકી શેષ વધે તેની સોળે ગુણી બદામ કરી, પાછા તેને દશે ભાગવા. જે આવે તે બદામ. પાછા જે શેષ વધે તેને સોળે ગુણી વિશ્વાશી કરવી, ને તેને દશે ભાગવા એ-

ટલે જે આવશે તે વિશ્વાશી.

પછી દશે ભાગતાં આવેલા દોકડા, બદામ, અને વિશ્વાશી ઉપરના દશકે ગુણતાં આવેલા દોકડામાં ભેળવી દેવાં એટલે કુલ સરવાળો જે આવે, તે જવાબ. દોકડામાંથી રૂપિઆ કાઢવા ભૂલવું નહીં.

## મુસારો અગર મહિનાનાં લેખાં.

ગણવાની રીતઃ—જેટલા રૂપિઆનો મહીનો હોય તેને જેટલા દિવસનું કરવું હોય, તેટલા દિવસે ગુણવા ગુણાકારને ૩૦ ભાગવા. પહેલો ભાગ આવે તેટલા રૂપિઆ, બાકી વધે તેને ૧૬ ગુણી આના કરી તેને પાછા ૩૦ ભાગવા. એટલે જે આવે તે આના. વળી બાકી વધે તેને ૧૨ એ ગુણી પાઈ કરવી. અને તેને ૩૦ ભાગવા જે ભાગ આવે તે પાઇ સમજવી. અને વધે તેમાંથી આશરે ૦।, ૦॥ કે પોણી પાઇ કાઢી લેવી. એટલે રૂપિઆ આના અને પાઇ જવાબ આવી રહેશે.

૨ કોઈ નોકરને અમુક તારીખે કે તિથિએ રાખ્યો હોય, અને અમુક તારીખ કે તિથિએ રજા આપી હોય તો, વચેની મુંદતમાં જેટલા આખા માસ હોય તેટલાએ પગારની રકમને ગુણવા. એટલા રૂપિઆ થશે પણ આખા માસ સિવાય ઉપર કાંઇ દિવસ થાય તો તે દિવસનું પહેલી રીત પ્રમાણે કરી. શું આવે તે કાઢવું. અને તે ઉપરના નક્કી કરેલા રૂપિઆમાં ભેળવવું.

આ દાખલાઓ ગુજરાતી તિથિ પ્રમાણે ગણવા હોય તો તો ૩૦ રોજ ભાગવા પણ અંગ્રેજી તારીખ પ્રમાણે ગણવા હોય, તો જે મહિનાના દિવસોનો પગાર કાઢવો હોય તે માસના કુલ દિવસે ભા-

ગવા. એટલે ૩૦ દિવસનો મહિનો હોયતો ૩૦શે અને ૩૧ દિવસ-નો હોય તો ૩૧શે ભાગવા.

૨જી રીત:—રૂપિઆ અને દિવસના ગુણાકારને ૧૦સે ગુણી ત્રણે ભાગવા જે આવે તેટલા દોકડા જાણવા.

## ધણી ઓરવાનાં લેખાં.

રીત:—જો ખેતરમાં આડના ચાસ પાડ્યા હોય તો આડના એક વસાના જેટલા ચાસ હોય તેના ૦। કરી આડના વસાને ગુણવા. ગુ-ણાકાર આવે તેણે એક વિઘામાં જેટલા ધણી ઓરવા હોય તેને ભા-ગી નાંખવા જે આવે તે જવાબ. જવાબમાં શેર ઉપર રૂપિઆભાર અને તે ઉપર ઉપ રૂપીઆભાર કાઢવા.

પણ જો ઉભના ચાસ પાડેલા હોય તો, એક વસાના જે ચાસ હોય તેને ૨॥ એ ગુણી ગુણાકારે—ઉભના વસા તથા એક વિઘે ઓરવાના ધણીના શેર એ બેના ગુણાકારને ભાગવા. ભાગાકાર આવે તેટલા રૂપિઆભાર જવાબ સમજવો. રૂપિઆભાર ઉપર ઉપ રૂપિયા-ભાર પણ કાઢવા. તેનું ટૂકું પ્રમાણ.

$$\text{આ પ્રમાણે—}\frac{\text{ઉભના વસા}\times\text{ઓરવાના ધણીનાં શેર}}{\text{ચાસ}\times\text{૨॥}}=\text{રૂપિઆભાર જ.}$$

## ચોરસ લાકડાં. (કાટ.)

ચોરસ લાકડાં એટલે પાટીઆં, પાટડા, વગેરે માપવાની રીત. જૂદા જૂદા ભાગમાં જૂદી જૂદી હોય છે. અમદાવાદમાં જાડાઇ તથા પહોળાઇના તસુ અને લંબાઇના ગજનો ગુણાકાર કરી તેને પ્રથમ ત્રણે ભાગી પછી ૨૪ ભાગે છે એટલે પાકા ગજ થાય છે. પછી

ભાવ પ્રમાણે કીંમત ગણે છે પણ સામાન્ય રીત એવી છે કે,—આ-માં લંબાઇ, પહોળાઇ, અને જાડાઇ એ ત્રણ માપ લેવામાં આવે છે.

જો ત્રણે માપમાં ગજ હોય તો ત્રણેના ગુણાકારને ૨૦ ગુણવાથી પાકા ગજ થશે.

જો ત્રણે માપમાં બે ઠેકાણે ગજ અને એક ઠેકાણે તસુ હોય તો ત્રણેના ગુણાકાર બરાબર પાકા ગજ.

જો એક ઠેકાણે ગજ અને બે ઠેકાણે તસુ કહ્યા હોય તો ત્રણેના ગુણાકારની બરાબર વસા [તસુ] પછી ૨૦ ભાગતાં આવે તે પાકા ગજ.

જો ત્રણે ઠેકાણે તસુનું જ માપ આવ્યું હોય તો ત્રણેના ગુણાકાર બરાબર વિશ્વાશી. પછી તેને એક વખત વિશે ભાગી તસુ અને બીજી વખત તસુને ૨૦શે ભાગી પાકા ગજ કાઢવા.

કીમત ગણવાની રીતઃ—જેટલે રૂપિએ ગજ તેથી પાંચ ગણે દોકડે તસુ, અને ચાર ગણી બદામે વિશ્વાશી

## ગોળ લાકડાં.

માપવાની રીતઃ—લાકડાંને જુદી જુદી ત્રણ જગ્યાએથી ભરવું. તે ત્રણે જગ્યોનું જે માપ આવે, તેનો સરવાળો કરી, ત્રણે ભાગવા. એટલે સરાસરી એકવડી દોરી આવશે. અને તેને બેએ ભાગતાં બેવડી દોરી થશે.

પાકા ગજ કરવાની રીતઃ—બેવડી દોરી જેટલા તસુની હોય તેનું અર્ધ કરવું. પછી તે અર્ધ×અર્ધ એટલે તે અર્ધનો વર્ગ કરવો. જે વર્ગ આવે તેને લંબાઇના ગજે ગુણવા. ગુણાકાર જે-

ટલી વિશ્વાશી આવી કહેવાય. પછી તે વિશ્વાશીને ૨૦ શે ભાગી વસા કાઢવા. અને વસાને ૨૦ શે ભાગી ગજ કાઢવા. એટલે ગજ, વસા (તસુ), અને વિશ્વાશી જવાબ આવશે, પછી કીંગત ગણવામાં ચોરસ લાકડાની રીતજ કીંમત ગણવી.

## કાચા પાકા તોલનાં લેખાં.

કાચામાંથી પાકા મણ, શેર, વગેરે કરવાની એક રીત એવી છે કે પ્રથમ કાચા મણને ૪૦ શે ગુણવા. ગુણાકાર જે આવે તેને જેટલા શેરના પાકો મણ હોય તેટલાએ ભાગવા. એટલે જે આવશે તે પાકા મણ, શેર આવશે આ રીત ટુંકી પણ ગણવી લાંબી હોવાથી, ધારીને કરવાની બીજી રીત નીચેના દાખલાથી સમજવી છે.

ધારીને કરવાની રીતઃ—દાખલો. ૬૮ મણને ૫ શેર કાચા તોલ ૪૨ જે કાચા મણ હોય તેમાંથી એટલા ધારવા કે તોલના, ૪૦ ઉપરાંત જે શેર હોય તેનો અને ધારેલા મણનો ગુણાકાર, જેટલા શેર આવે તેટલા શેર ઉપરના કાચા મણ શેર વધે તેમાંથી બાદ જઇ શકે. માટે ૬૮ માંથી ૬૪ મણ પાકા ધાર્યા. હવે બાકી ચાર મણ અને પાંચ શેર રહ્યા. તેના ૪×૪૦+૫=૧૬૫ શેર થયા તેમાંથી ૬૪×૨=૧૨૮ શેર બાદ ગયા. એટલે ૧૬૫–૧૨૮=૩૭ વધ્યા. હવે ૩૭ શેર કાચા રહ્યા તેમાંથી ૩૫ શેર ધાર્યા તો બાકી ૨ શેર રહ્યા તેના રૂપિઆ ભાર ૮૦ થયા. તેમાંથી ૩૫ ગુણ્યા ૨ બરાબર ૭૦ રૂપિઆભાર બાદ કર્યા. એટલે ૮૦ ઓછા ૭૦ બરાબર ૧૦ રૂપિઆભાર કાચા રહ્યા. તેમાંથી ૯॥ રૂપિઆભાર ધાર્યા. એટલે બાકી ०॥ રૂપિઆભાર રહ્યા. તેના ૨૦ ઉપ રૂપિઆભાર

થયા. તેમાંથી ૯ા ગુણ્યા ૨ બરાબર ૧૯ ઉપ રૂપિઆભાર બાદ કર્યા. એટલે બાકી ૨૦ ઓછા ૧૯ બરાબર ૧ ઉપ રૂપિઆ ભાર રહ્યો તે બાતો મૂક્યો. એટલે જવાબ. ૬૪ મણુ. ૩૫ શેર અને ૯ા રૂપિઆભાર, એટલે ૬૪ાા મણ ૫ શેર અને ૯ા રૂપિઆભાર પાકા મણ થયા. આ ધારીને કરવામાં જેટલો તોલ કહ્યો હોય તેનો ૪૦ ઉપરાંતનો આંકડો લેવો. એટલે ૪૧ તોલમાં ૧, બેતાળામાં ૨, તેંતાલામાં ત્રણ અને ૪૪ માં ચાર તે આંકડાએ ધારેલા મણને ગુણતાં શેર આવે. શેરને ગુણતાં રૂપિઆભારને રૂપિઆભારને ગુણતાં ઉપ રૂપિઆભાર આવે.

માટે કાચા મણમાંથી પાકા મણ ધારવા. ઉપર જે વધે તેના શેર કરવા તે શેરમાંથી ધારેલા કાચા મણ અને તોલના ૪૦ ઉપરાંતના આંકડાનો ગુણાકાર કરી જે શેર આવે તે બાદ કરવા. બાદ કરતાં વધેલા શેરમાંથી પાછા પાકા શેર ધારવા, અને ઉપર વધેલા શેરના રૂપિઆભાર કરી ધારેલા શેરને તોલના શેરે ગુણી જે આવે તે બાદ કરવા. વળી જે રૂપિઆભાર વધે તેમાંથી પાકા રૂપિઆભાર ધારવા. અને ઉપર વધેલા રૂપિઆભારના ઉપ રૂપિઆભાર કરી તેમાંથી ધારેલા રૂપિઆભાર અને તોલના આંકડાનો ગુણાકાર બાદ કરવો. એટલે જે ધારેલા મણ, શેર તથા રૂપિઆભાર હોય તે જવાબ સમજવો.

## તોલ બારદાન.

બારદાન સહીત જોખેલી વસ્તુમાં બારદાન કેટલું છે, અને વસ્તુ કેટલી છે, તે જાણવા તેના હિસાબ નીચેની રીતે કરવા.

બારદાન સહિત જેટલા મણુ કે શેર વજન હોય તે વજનને દર ગણે જેટલું બારદાન હોય તેટલાએ ગુણવા. જે ગુણાકાર આવે તેટલા શેર કે રૂપિઆભાર કુલ વજનગાંથી બાદ કરવા બાકી જે રહે તે ખરા મણુ, શેર સગજવા ગુણતાં ગણુ×શેર=શેર આવે. શેરને શેરે ગુણતાં રૂપિઆભાર, અને રૂપિઆભારને શેરે ગુણતાં ઉપ રૂપિઆભાર આવે. દાખલો. ૪૫ મણુ સબારદાન. દરગણે પાંચશેર બારદાન હોય તો ૪૫ ગણુ ગુણ્યા ૫ શેર બરાબર ૨૨૫ શેર એટલે સાડાપાંચ મણુ અને પાંચ શેર આવ્યા તેને ૪૫ ગણુમાંથી બાદ કર્યા એટલે ૩૯।= સવા ઓગણુ ચાળીશ મણુ અને પાંચશેર જવાબ.

## સાદું વ્યાજ.

સાદા વ્યાજનાં લેખાની રીતઃ—એમાં મુદ્દલ એટલે જે રૂપિઆ વ્યાજે મૂક્યા છે તે, મુદત એટલે જેટલાં વરસ કે ગાસ તે રૂપિઆ રોકાયા હોય તે, અને તેરીખ એટલે સો રૂપિએ એક મહિનાનું કે એક વરસનું વ્યાજ ઠરાવ્યું હોય તે. એમ ત્રણુ બાબત ઉપરથી વ્યાજ કાઢવાનું છે. રીતઃ—રૂપિઆ અને ગાસનો ગુણાકાર કરવો—એટલે સર કાઢનો. માસ ઉપર દિવસ હોય તો રૂપિઆ અને દિવસનો ગુણાકાર કરી જે આવે તેને ૩૦ એ ભાગવા અથવા સાડા સાતના પા. પ્રગાણે જે સર આવે તે ઉપરના રૂપિઆ અને માસના ગુણાકારગાં મેળવવો. જે રકમ થાય તેને છેવટ જેટલી તેરીખ કહી હોય તેણે ગુણવા. એટલે જેઠલો ગુણાકાર આવશે. તે જો તેરીખમાં આના કહ્યા હોય તો તેટલી બદામ, અને

તેરીખમાં દોકડા કયા હોય તો તેટલા દોકડા સમજવા. પછી તે-માંથી રૂપિઆ આના નકકી કરવા જે આવે તે જવાબ દાખલો. ૩૦ રૂપિઆ. ૪ માસ ૫ દિવસ રહ્યા ૬ આનાની તેરીખ. રીત—૩૦×૪=૧૨૦ સર પછી દિવસનું કરવા માટે—૩૦×૫=૧૫૦÷૩૦=૫ અથવા સાડા સાતના પા પ્રમાણે ૧૫૦ નો ૫ સર આવ્યો. તે ઉપરના ૧૨૦ માં મેળાવ્યા. એટલે ૧૨૫ થયા તેને તેરીખે ગુ-ણ્યા એટલે ૧૨૫ ગુણ્યા ૬ બરાબર ૭૫૦ બદામ જવાબ. એટલે ૧૦૦ બદામના આના પ્રમાણે ૭॥ આના એટલે રૂ ૦।=॥ જવાબ.

## મોતીનાં લેખાં.

મોતી જોખીને વેચવામાં આવે છે. અને તેના તોલની રતિ ઉપરથી ચવ નકકી કરી તે ચવ ઉપર ભાવ ગણાય છે.

ચવ નકકી કરવાની રીતઃ—અમુક મોતીના દાણા તોલમાં જેટલી રતિ થાય, તે રતિનો વર્ગ કરવો. એટલે જટલી રતિ હોય તેને તેટલાએજ ગુણવા. જે ગુણાકાર આવે તેને નવ આના અને બે પાઈએ ગુણવા. જે આવે તેને જેટલા દાણા જોખ્યા હોય તેટ-લા દાણાએ ભાગવા ભાગાકારમાં આના પાઇ આવશે. પછી આ-નામાથી રૂપિઆ કાઢવા. એટલે જેટલા રૂપિઆ તેટલા ચવ અને ઉપર વધે તે આના પાઇ સમજવા. પછી આના પાઈમાંથી દોકડા બદામ કરવા હોય તો કરવા. દાખલો. ૩ મોતીના દાણા તોલમાં ૫ રતિ તો તેના ચવ કેટલા. ૫ રતિ×૫ રતિ=૨૫ વર્ગ થયો. પ-છી ૨૫×૯ આના ૨ પાઇ=૨૨૯ આના. ૨ પાઇ સેવે ભાગ્યા. ૭૬ આના ૪॥ પાઇ એટલે ૪॥ ચવ (રૂપિઆ) ૦। આનો અને ૪॥ પાઇ જવાબ.

ઉપરના દાખલામાં જો એક દાણાના ચવ કાડવા હોય તો છેવટ જયાં દાણાની સંખ્યાએ ભાગ્યા છે ત્યાં તે દાણાનો વર્ગ કરી જે આવે તેણે ભાગવા એટલે એક દાણાના ચવ આવશે.

કીમત ગણવાની રીત:—એક ચવના ભાવ જેટલા રૂપિઆ હોય તેટલાએ ઉપરની રીત મુજબ ચવ, આના, અને પાઈ આવે તેને ગુણી નાંખવા એટલે ચવને રૂપિઆએ ગુણતાં આવે તે રૂપિઆ, આનાને રૂપિઆએ ગુણતાં આવે તે આના, અને પાઈને ગુણતાં આવે તે પાઇ સમજવી. પછી તેમાંથી એકંદર કરતાં જે આવે તે રૂપિઆ, આના અને પાઈ જવાબ.

## હુંડીના લેખાં.

હુંડી મુખ્ય બે રીતે થઈ શકે ૧ અગાઉથી રૂપિઆ ભર્યા હોય અને તેમાંથી જેટલાની હુંડી થાય તેટલાના કરાવવી, અને ૨ જેટલાની હુંડી કરાવવી હોય તેટલાની કરાવી ભાવ પ્રમાણે જેટલા રૂપિઆ ભરવાના થાય તેટલા પાછળથી ભરવા.

૨ હુંડીના ભાવ સેંકડા ઉપર નકી થાય છે, અને તે વખતે સોની અંદર હોય છે, અને વખતે સોની ઉપર હોય છે. એટલે ૯૯ના ભાવ હોય તો સમજવું કે ૯૯ના ભરવાથી ૧૦૦ ની હુંડી મળશે, અને ૧૦૧ નો ભાવ હોય તો ૧૦૧ રૂપિઆ ભરીએ ત્યારે ૧૦૦ ની હુંડી મળે. આ બે ભાવથી ઉપરની અકેકી રીતમાંથી બબ્બે રીત થાય છે. જેથી હુંડીના દાખલા કુલ ચાર રીતે ગણી શકાય છે.

૧ લી રીત:—અગાઉથી ભરીને હુંડી કરાવવાના દાખલાની

રીત કાચા પાકા તોલની પેઠે ધારીને કરવામાં આવે છે. એટલે વટાવનો વટાવ બાદ કરવો પડે છે. દા. ૪૨૦ રૂ ભર્યા ભાવ ૧ાા ટકો ઉપર.

પહેલાં રૂ ૪૦૦ ધાર્યા એટલે દોઢ ટકા લેખે ૪૦૦દોઢું ૬૦૦ એટલે ૬ રૂપિઆ થયા તે બાકી રહેલા ૨૦ માંથી બાદ કર્યા. બાકી રૂ ૧૪ રહ્યા તેમાંથી રૂ ૧૩ ધાર્યા. બાકી ૧ રૂપિઓ રહ્યો, તેના દોકડા ૧૦૦ માંથી ૧૩x ાા બરાબર ૧લ્ાા દોકડા બાદ કર્યા. એટલે ૮૦ાા દોકડા રહ્યા. વળી તેમાંથી ૮૦ દોકડા ધાર્યા. એટલે ઉપરના દેઢ દોકડાના ફોકડા ૧૫૦ થયા તેમાંથી ૮૦x૧ાા=૧૨૦ ફોકડા બાદ કર્યા એટલે બાકી ૩૦ ફોકડા તે આશરે ૦ા દોકડો રહ્યો તેથી જવાબ. ૪૧૩ાા રૂપિઆ. અને ૫ા દોકડા.

એટલે કુલ રૂપિઆમાંથી જેટલા ધારવા. તેને ભાવના ટકાએ ગુણી ને ઉપર વધેલામાંથી બાદ કરવા. વળી જે વધે તેમાંથી ધારવા. અને ઉપર પ્રમાણે ધારેલા તથા ભાવના ટકાના ગુણાકાર બાકીમાંથી બાદ કરવે.. એમ દોકડા અને ફોકડા સૂધી કરે જવું.

ધારેલાનો ૧૦૦ રૂપિએ, ભાવ જેટલા રૂપિઆ. એક રૂપિએ, ભાવ જેટલા દોકડા, અને એક દોકડે, ભાવ જેટલા ફોકડા વટાવ કાપવો. ૨ જી રીતઃ –જેમ ઊપર ભાવમાં વટાવનો વટાવ બાદ થાય છે તેમ અંદર ભાવમાં વટાવનો વટાવ ચડાવાય છે. એટલે જેટલા રૂપિઆ ભર્યા હોય તેને સોથી જેટલો ઓછો ભાવ હોય તેણે ગુણી–તેજ રકમમાં ઉમેરવા. વળી ઉમેરેલી રકમને ભાવે ગુણી પાછા પહેલાની રકમમાં ભેળવવા. એમ દોકડા તથા ફોકડા સુધી વટાવનો વટાવ લેઇ લેવો.

દાખલો. ૩૧૦ રૂપિઆ ભર્યા ભાવ ૯૮ એટલે ઓછા ૨ ટકા, ૩૦૦ ના ૬ રૂપિઆ વટાવ ૩૧૦ માં ભેળવ્યા. એટલે ૩૧૬ થયા. પછી ૧૬ નો વટાવ ૧૬×૨=૩૨ દોકડા, અને ૩૨ દોકડાનો વટાવ ૩૨×૨=૬૪ ફોકડા. એટલે આશરે ૦।। દોકડો તેથી જવાબ ૩૧૬ રૂ ૩૨ દોકડા ૬૪ ફોકડા એટલે રૂ ૩૧૬।—૭।।। દોકડા.

૩ જી રીત:—જો અમુક રૂપિઆ ।। ઉપર ભાવે હુંડી કરવી હોય ને પછી રૂપિઆ ભરવા હોય તો જેટલાની હુંડી કરાવી હોય તેને ભાવના ટકાએ ગુણી જેટલા દોકડા આવે તેટલા હુંડીની રકમમાં ઉમેરવા. દાખલો. ૩૧૦ ની હુંડી કરાવો ભાવ ૧।। ટકો ઉપર હોય તો—૩૧૦×૧।।=૪૬૫ દોકડા એટલે સાડાચાર રૂપિઆ અને ૧૫ દોકડા તે હુંડીની રકમ ૩૧૦ માં ભેળવ્યા એટલે ૩૧૪।। રૂપિઆ ૧૫ દોકડા જવાબ.

૪ થી રીત:—જો અમુક રૂપિઆની પ્રથમ હુંડી કરાવી પછી રૂપિઆ ભરવા હોય. અને અંદર ભાવ હોય તો હુંડીની રકમને જેટલો અંદર ભાવ હોય તેણે ગુણી જે વટાવ આવે તે હુંડીની રકમમાંથી બાદ કરવો.

દા. ૩૧૦ ની હુંડી કરાવી ભાવ ૯૮।। નો એટલે ૧।। ટકો ઓછો. રીત:—૩૧૦×૧।।=૪૬૫ દોકડા એટલે ૪।। રૂપિઆ ૧૫ દોકડા તેને હુંડીની રકમ ૩૧૦ માંથી બાદ કર્યા એટલે ૩૧૦—૪।। રૂ ૧૫ દોકડા=૩૦૫। રૂપિઆ ૧૦ દોકડા જવાબ.

# વેપારીના કાંમમાં મદદ કરનારાં કોષ્ટકો.

## ચાલતું નાણું

( )

૩ પાઇ = ૧ પૈસો
૧૨ પાઈ = ૧ આનો
૧૬ આ = ૧ રૂપિઓ

(૨)

૧૬ વિશ્વાશી = ૧ બદામ
૧૬ બદામ = ૧ દોકડો
૬૧ દોકડા = ૧ આનો
૧૦૦ દોકડા = ૧ રૂપિઓ.

## રૂપું, સોનું તોલવાનું કોષ્ટક.

૬ ચોખાભાર = ૧ રતિ
૪ મગભાર = ૧ રતિ
૧૩ રતિ = ૧ વાલ
૧૬ વાલ = ૧ ગદિઆણો
૨ ગદિ = ૧ તોલો (૩૨ ભાર)

## લુગડાં માપવાનું.

૨ આંગળ = ૧ તસુ
૨૪ તસુ = ૧ ગજ
૧॥ ગજ = ૧ વાર

## ચોરશ જમીનનું માપ.

૨૦ કાઠિ (વશ્વાશી) = ૧ વસો
૨૦ વસા = ૧ વિઘો

## કાટ માપવાનું.

૨૦ વિશ્વાશી = ૧ વસો કે તસુ
૨૦ તસુ = ૧ ગજ

## મોતી તોળવાનું

૧૬ આના = ૧ રતિ
૨૪ રતિ = ૧ ટાંક

## મોતીના હિસાબ ગણવાનું.

૧૬ બદામ = ૧ દોકડો
૧૦૦ દોકડા ૧૬ આના = ૧ ચવ કે ટકો
૧૨॥ ટકાની = ૧ રતિ
૨૪ રતિ = ૧ ટાંક

## વ્યાજ તથા હુંડીમાં ગણાતું.

૧ આનો = ૧૦૦ બદામ

૧રૂપિઆ=૧૦૦દોકડા૧૬૦૦બદામ

૧ દોકડો=૬। ફોકડા ૧૬ બદામ

એક દોકડો = ૧૦૦ ફોકડા

૧ ફોકડો = ૧૦૦ ઉપ ફોકડા



ચંદ્રવંશી ચૂડાસમા.

# રાવ નોંધણ.

—❦—

પૂર્વે સૌરાષ્ટ્રના પાયતખ્ત ઉપર થઇ ગએલ એક

વિરની ઐતિહાસિક કથા.

નવરસ સંયુકત, વિર કરૂણા પ્રાધાન્ય.

નીતિયુકત સત્કર્મો કરવાથી સર્વદા વિજય થાય છે, અને અનીતિયુકત દુશ્કર્મોથી કુળાદિ સર્વ સંપતિની હાની થાય છે—આદિ બોધ વચનોથી ભરપુર—એ પુસ્તક અમારા તરફથી થોડી મુદતમાં બહાર પાડવાનો વિચાર છે. પુસ્તકનું કદ રોયલ આઠપેજી ૨૦૦ ઉપરાંત પૃષ્ટનું થશે તેની કીમત અગાઉથી ૧-૪-૦ અને પાછળથી ૧-૮-૦ રાખેલી છે, ટપાલ ખરચ જુદું.

વકીલ અમૃતલાલ કૃપાશંકર વૈદ,

ઉના-કાઠિઆવાડ.

